# લલિત લલના.

(એક વાર્તા.)





રચનાર

મણિશંકર પરભૂરામ પન્ડિત.



अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જ૦
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સને ૧૮૮૪——સંવત ૧૯૪૦.

કીમત ૦—૫—૦

# શ્રી.

# લલિત અને લલના.

## વાર્તા.

જ્યારે આ વાર્તાનો આરમ્ભ થાયછે એટલે જ્યારે સિદ્ધપૂર પાટણમાં પ્રતાપિ, ઉદાર, યશસ્વિ, પરાક્રમિ, અથવા સંક્ષેપમાં સકળગુણ સંપન્ન કહિએ તો ચાલે, એવા સિદ્ધરાજ જયસિંહ ગુર્જરાષ્ટ્ર દેશનું એક ચક્રવે રાજ્યચલાવતો હતો, ત્યારે વીમલશા નામે નગરશેઠ કે જે જૈન ધર્મનો આશ્રિત હતો અને જેણે દેશ દેશાંતરમાં બહોળો બ્યાપાર ચલાવી અઢળક ધન મેળવ્યું હતું, તે જૈન તથા વેદાંત મતનાં સત્યાસત્યની પરિક્ષા કરવાને બહુ મથન કરતો હતો. એ બે મતના વાદવિવાદ સમજવાને તથા તેની તોલના કરવાને પોતે સમર્થ થાય એટલા માટે તેને સંસ્કૃતમાં પ્રવિણ એવા એક વિદ્વાનની સહાયતા જોઇતી હતી.

હવે જેમ નગરશેઠને એક વિદ્યાર્થિ જોઇતો હતો તેમ ગુજરાતની રાજ્યધાનિમાં નવા સવા કાશિથી વિદ્યાભ્યાસ કરી આવેલા એક શાસ્ત્રિને આજિવિકાની આવશ્યકતા હતી. આગલાં વાક્યમાં જેને શાસ્ત્રિની ઉપમા આપવામાં આવી છે તે ન્યાતે ચિત્રોડો નાગર સિંહોર (સિંહસ્થળ)નો રહેવાશિ હતો. માઠાં ભાગ્યે એનાં માત પિતાએ એને બાળક મુકીને સ્વર્ગવાસ કિધેલો તેથી એ પોતાના તરંગિપણ પ્રેમાળ કાકાને ઘેર ઉછર્યો હતો. તરંગિ એટલા માટે કે તે કલ્પિત અથવા વાસ્તવિક ઉદાસિમાં નિમગ્ન રહેતો અને તેને જનમંડળનો સહવાસ ગમતો નહિં. તે વાંઢો હતો તથા તેને સંસાર કેવળ સ્વારથિઓ અને તેથી કરીને નિરસ લાગવાથી તે ઉપર વર્ણવેલી ઉદાસિની લહેરમાં પડી ગયો હોય એમ માનવામાં આવે. પોતાને પેટે કંઇ સંતાન ન હોવાથી અને પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાનો ભત્રિજો પોતાની આંધલાકડી જેવા હતો તેથી એ કાકાની

સઘળી આશાનો આધાર તેના ઉપરજ હતો અને એ તેના ઉપર અતુલ્ય પ્રેમ રાખતો હતો; તે એની આંખની કીકી જેવો હતો અને એ તેનું પાપેણ આંખનું રક્ષણ કરેછે તેમ જતન કરતો. પણ પડ્યા ઉપર પાટુ તો હોયજ હોય તેમ જાણે એનાં માબાપથી તૃપ્ત ન થયો હોય એમ ક્રૂર કાળે એના કાકાનો પણ કોળિયો કર્યો, અને એને આ પ્રપંચિ, સ્વાર્થિ અને અરણ્યવત્ સંસારની કંટક ઝાડીમાં ધુસી ધુસી પોતાનું પોષણ કરવું પડે એવી નિરાધાર સ્થિતિમાં મુકી દીધો. પણ એને નિરાધાર શા માટે કહેવો જોઇયે? એ અનાથને અનાથનો નાથ જે સર્વ-શક્તિમાન ઇશ્વર તેની સબળ સહાયતા હતી. ઇશ્વરે એનામાં આગ્રહ અને ઉદ્યોગ એ બે મ્હોટા ગુણ મુક્યા હતા, અને તેને લીધે એ પોતાની વંશપરંપરાની કંગાલ અવસ્થામાંથી ઘણાં સંકટ ધૈર્યથી સહન કરી, વિદ્યાભ્યાસમાં મચી રહી, ઊંચી સ્થિતિને પામ્યો. એનો પિતા સદ્ગુણિ અને વિદ્વાન હતો, તથા વિદ્યાને અને લક્ષ્મીને માથાં વ્હાડ્યાં વેર એટલે દરિદ્રિ હતો એમ જાણી સુજ્ઞ વાંચનારને ભાગ્યેજ આશ્ચર્ય લાગશે. પરંતુ એની સ્ત્રી સંતોષકુંવર પોતાના નામનો મહિમા રાખે એવીજ હતી અને તેમજ તે વર્તતી એટલે એને પોતાની કંગાલ અવસ્થા વિષે કંઈ શોક થતો નહિં. પોતાનો પતિ કે જેના ઉપર તે અત્યંત પ્રીતિ રાખતી હતી તે જે જુજ કમાણી કરી શકતો તેના ઉપર તેઓનો ઉદર-નિર્વાહ પરકાષ્ટાએ ચાલતો; તોપણ સંતોષકુંવર જેનું નામ તેણે પોતાનાં મુખમાંથી કોઈ દિવસ એવો અક્ષર તો કાઢેલોજ નહિં કે તેથી પોતાના પતિનાં મનમાં જરા પણ ઓછું આવે, અને જે થોડું ઘણું અન્ન મળતું તેમાં સંતોષ તથા આનંદ માન્યો. તેઓને પેટે આ વાર્તાનો નાયક એક પુત્ર થયો; તેનો જન્મકાળ થતાં પ્રસવની બ્યથામાં સંતોષકુંવરનો પ્રાણ ગયો. પોતાની પ્રિય પત્નિને પંચતત્વમાં મેળવી આવ્યા પછી એણે પોતાનો પુત્ર, કે જેને, એક વડિલ ભાઇ શિવાય બીજું કોઈ સગુંવ્હાલું ન હોવાથી, એ પોતાના પાડોશિને ઘેર મુકી ગયો હતો, તેની ખબર કાઢી તો માતા મરણ પામી તેથી કેટલું સુખ ઉણું થયું તેનું કંઇજ જ્ઞાન તેમજ ભાન

નહિં એવું પોતાનું કુમળું બાળક આનંદમાં રમતું તથા હસતું એવું સુંદર જોઇને તેનું 'લલિત' એવું નામ પાડ્યું. હવે બિચારા પવિત્ર બ્રાહ્મણના ખરેખરા ભોગ ફરીવળ્યા એમાં શો સંદેહ ? સગાંવ્હાલાંમાં જોયતો પોતાનાજ જેવી ગરીબ સ્થિતિના એક વડિલ ભાઈ શિવાય બીજાું કોઈ મળે નહિં; જાતે પણ જબરદસ્ત નહિં, કે હિંમતમાં રહે, તેમ પુંજીમાં પણ એક ઘરનાં ઠંડીઆેર શિવાય સમ ખાવાને કશું મળે નહિં; એટલે જન, તન અને ધન એ ત્રણમાંથી એકે બાબતનું સુખ નહિં અને બાળકને ઉછેરી મ્હોટું કરવાનું દુર્ઘટ કામ તો એને કપાળે ચ્હોટ્યું? તો પણ દાંતે તરણાં લઈ લઈ અને ખરેખુશામત કરી એણે પુત્રને પાળ્યો. પોતાની પ્રિય તથા પતિવ્રતા પત્નિનું મૃત્યુ થયાને ૪-૫ વર્ષ વીતી ગયાં હતાં તેથી તથા પોતાના પુત્રની મ્હાવજત લેવાનું કામ માથે પડ્યું હતું તેથી એ તેનાં મરણનું દુઃખ જરા જરા વિસર્યો હતો અને પુત્રનાં પારણામાંથી સારાં લક્ષણ જોઇને ભવિષ્યની મ્હોટી મ્હોટી આશા આગળથી કલ્પતો હતો એટલામાં અણધાર્યો બનાવ બનવાથી એના મનોરથ તેમને ઠેકાણે રહ્યા અને એનો પવિત્ર આત્મા કાયા-માયાનો ત્યાગ કરી સર્વ શક્તિમાનનાં સિંહાસન આગળ જઇને ઉભો રહ્યો. ઇશ્વરની ગતિ અગાધ છે ! એનો પાર કોઈ પામ્યા નથી અને પામવાના પણ નથી. મનુષ્ય જાત પોતાના મનોર્થ પૂરા પાડવાને ગમે તેટલાં પ્રયત્ન કરે પણ પરમકૃપાળુની સહાયતા વિના તે નિષ્ફળ જાયછે. તે સર્વવ્યાપકની ઇચ્છા વિના એક તૃણ સરખું પણ હાલતું નથી. એક દિવસ પ્રાતઃકાળે ઉઠીને બ્રાહ્મણ પોતાનું નિત્યકર્મ કરવાને અર્થે સ્વચ્છ થવાને પોતાના ઘરના વાડાના કુવામાંથી પાણી કાઢી સ્નાન કરવા જતો હતો એટલામાં તેને એકા એક સર્પે દંશ દીધો અને ત્યાંના ત્યાંજ તેના રામ રમી ગયા.

સૂર્યોદય થતાં જ્યારે ચાર વર્ષનો છોકરો લલિત જાગ્યો ત્યારે પોતાના પિતાને હંમેશની પેઠેમ પોતાને પ્રેમથી બોલાવતો ન જોઇને તે રડવા લાગ્યો; રડી રડી અંતે હારીને તે પથારીમાંથી ઉઠ્યો અને ઘરમાં બધે ફાંફાં મારી પિતાને ખોળતો વાડામાં ગયો. પ્રથમતો

બાપડો છોકરો હરખાયો પણ નજિક જતાં તેનાં કોમળ કાળજામાં કંઈ કંઈ થઈ ગયું કેમકે એણે પોતાના પિતાને આવી રીતે કુવા આગળ ચત્તોપાટ, ભયંકર, અને સ્તબ્ધ પડેલો પહેલો કોઈ વેળા જોયો નહોતો. એણે તેને સાદ કરવા માંડ્યો. અરે! અજ્ઞાન બાળક! તને શી ખબર પડે? તારો પિતા અભંગ નિદ્રામાં તથા સુખ દુઃખનો હર્ષ શોક લાગે નહિં એવી અવસ્થામાં પડ્યો છે તેનું તને જ્ઞાન નથી! જ્યારે તેણે એને ઉત્તર ન આપ્યો ત્યારે તે એકદમ ઘાંટો પાડી રડી ઉઠ્યો. એને આવી રીતે વાડામાં છાતી ફાટ રડતો સાંભળીને આડોશી પાડોશી આવી પ્હોચ્યાં અને વિદ્યાનંદે દેહ છોડ્યો એમ નક્કિ કરી એ બનાવની તેના મ્હોટા ભાઇને એઓએ ખબર કરી.

ભાઇએ આર્વીને શબ તપાસ્યું, અને તેમાં જરા પણ જીવ રહેલો નથી એટલે સર્પનું વિષ ઉતારનારાઓની શ્રમ એળે જશે એવી પોતાની ખાત્રિ કરી તેને રીત પ્રમાણે અવલ મંજલ પ્હોંચાડ્યું. ઘેર આવ્યા પછી તેણે લલિતને પાડોશીને ત્યાંથી બોલાવી છાતી સરસો દાબ્યો ત્યારે તેની આંખમાંથી ચોધાર આંસુ ચાલવા માંડ્યાં. એને રડતો જોઈને લલિતે ખૂબ રડવા માંડ્યું. એમ જોઈ કાકાએ પોતનું મન વાળી, પોતાનાં તેમજ ભત્રિજાનાં આંસુ લુછી નાંખી, અને તેને ખાવાનું આપી, થાબડીને સુવાડી દીધો તથા પોતે પણ તેની પાસેજ પડી રહ્યો. બીજે દિવસે પોતાના ભાઇની ક્રિયાના ખરચ સારૂ પૈસા મેળવવાને તેણે પોતાના ભાઈનું ઘર તથા તેમાંનો સામાન વેંચી નાંખ્યો પછી લલિતને લઈ તે પોતાને ઘેર ગયો. અહિં એણે લલિતનું ચિત્ત રમતમાં નાખી તેને સારૂં સારૂં ખાંવાનું આપ્યું એટલે થોડા દિવસમાં તે એની સાથે હળી ગયો. એ રીતે કાકો ભત્રિજો ૨ વર્ષ ભેગા રહ્યા એટલે લલિતની ૬ વર્ષની વય થઈ ત્યારે એને એના કાકાએ સિંહોરની ગામઠી નિશાળે મુક્યો. આ નિશાળમાં ૩-૪ વર્ષ અભ્યાસ કરી એ નામું ઠામું આંક વિગેરે શિખ્યો; તેમ એનો કાકો એને બબ્બે ઘડી બ્રાહ્મણનું શાસ્ત્ર કર્મ શિખવતો તેથી તેનું જ્ઞાન પણ એને સારૂં થયું. લલિતના કાકા

ઉદાસરત્નને પેટે કંઈ ફરજંદ નહોતું તેથી અને બાપુકા ઘર શિવાય તેની પાસે કેટલુંક રોકડું નાણું પણ હતું તેથી તેણે લલિતને, એ વીસ વર્ષનો થાય ત્યાં સુધી, પોતાની આંખ આગળથી કોઈ ઠેકાણે જવા ન દેવા એવો નિશ્ચય કીધો હતો; પણ ઇશ્વરે એથી ઉલટુંજ નિર્માણ કરેલું હતું: ઉદાસરત્ન લલિતને ૧૬-૧૭ વર્ષનો મુકીને મરી ગયો. મરવાના ૧૦-૧૫ દિવસ પહેલાં એણે લલિતને પોતાની પાસે બોલાવ્યો અને નીચે પ્રમાણે કહ્યું:—

"ભાઈ, મારો મંદવાડ જોતાં હું આ લોકનો ટુંક મુદતનો પરોણો હોઉં એમ મને લાગે છે માટે આ પેટીની કુંચી લે; તેમાં આસરે ૪૦-૪૫ મહોર છે તે મારી ક્રિયાના ખરચ સારૂ જોઈશે. તને આપવાને અર્થે મારી પાસે બીજું કાંઈ નથી પણ ફક્ત આ ઘર છે; તે વેચી નાંખી એક વર્ષ અહીં રહી ક્રિયા પૂરી થાય કે પછી તારે બાહાર નીકળવું પડશે; કેમકે ઘરની આસરે ૫૦ મહોર ઉપજશે તેમાંથી તારૂં એક વર્ષ ગુજરાન ચાલ્યા પછી તારી પાસે જુજ બલકે કંઈ નાણું નહિં રહે એટલે તારે પરદેશ જવું પડશે. અહિં તો તને ગરીબ જાણી ન્યાતના તેમજ બીજા લોક ધુતકારી કાઢશે.

"ભાઈ, અગર જો હું પૈસાદાર નથી અને તને આપવાને મારી પાસે કંઈ નથી તો પણ હું તને કેટલીક શિખામણ દઉં છું. એ શિખામણ મને મારી જિંદગાનીમાં ખજાના રૂપ થઈ પડી છે અને તને પણ, જો તું તે પ્રમાણે વર્તિશ તો, તેવીજ થઈ પડશે:—

૧. સત્યતા સર્વોત્તમ છે માટે તેને અનુસરીનેજ વર્તવું:—

સત્યતામાં અને વાસ્તવિક પણામાં દેખિતા તેમજ બીજા લાભ ઘણા છે. કોઈ પણ સદ્ગુણ પાળવાનું ડોળ ઘાલવું એ જો સારૂં હોય તો તેનાં કરતાં તે સદ્ગુણ પાળવોજ એ વધારે સારૂં છે. સત્યતાની બાબતમાં પણ એમજ સમજવું. કોઈ માણસે ખોટું ડોળ ઘાલી વાસ્તવિક રીતે પોતે જેવા ન હોય તેવાં દેખાવવું જોઇએ શા માટે? એટલાજ માટે કે પોતે જે ગુણનું ડોળ ઘાલતો હોય તે ગુણ પોતાનામાં ખરેખર હોય એ તેને સારૂં લાગે છે. ઢોંગ કરી ડોળ ઘાલવું એ, બિલકુલ વાસ્તવિક સદ્ગુણ ન હોય અને તે

બતાવવો, એના જેવું છે. હવે આ દુનિયામાં માણસે કોઈ પણ ગુણ બ્હારથી બતાવવો તેનાં કરતાં તે જે ગુણનું ડોળ રાખવાને ચ્હાતો હોય તે ગુણજ રાખવો એ સર્વોત્તમ છે. વળી જેમ કેટલી વાર સદ્ગુણ કસોટીમાં મુકાય છે તેમજ તેનું ડોળ બતાવવું એ પણ હાનિ કારક થઈ પડે છે; અને જો કોઈ માણસમાં જે ગુણ પોતાનામાં છે એવું બતાવવાની તે કોશીશ કરતો હોય તે ગુણ વાસ્તવિક રીતે નથી હોતો તો આખરે મોડું વ્હેલું પણ તેનામાં તે ગુણની ખામી છે એવું માલમ પડી આવે છે; અને તે વખતે તે ગુણ પોતાનામાં છે એમ દેખાડવાને માટે તેણે જે શ્રમ કર્યો હોય છે અથવા કળા વાપરી હોય છે તે એળે જાય છે. કુદરતની ખુબી કરતાં ચિત્રામણમાં જે કંઈ કુદરતિ નિયમથી ઉલટું હોય છે તે ચતુરને સહજ માલમ પડી આવે છે.

કોઈ પણ વેશ ધારણ કરી તે ઘણા સમય સુધી ભજવવો એ ઘણું દોહ્યલું છે; કેમકે જ્યાં ભીતરથી પોગળ હોય છે ત્યાં સ્વભાવ પ્રગટ થવાનું પ્રયત્ન કરે છે અને એકદમ નહિંતો થોડીવારે પણ તે પ્રગટ થઇને વેશધારિ માણસને ફસાવે છે અને તેનું પોગળ બ્હાર પાડે છે. એટલા માટે જો કોઈ પણ માણસ પોતાનામાં સારા ગુણ હોવાનું ડોળ બતાવવું એ સુલભ ધારતો હોય તો તે પ્રમાણે તે સુખેથી વર્તે પણ તેનું ભોપાળું નિકળ્યા વિના રહેનારજ નહિં. વાસ્તવિક રીતે જોતાં સત્યતા એજ ખરૂં શાણપણ છે. સઘળી કળાથી ભરપૂર એવી બનાવટના ઢોંગ અને છળયુક્ત રીતભાત એઓનાં કરતાં આ લોકના વ્યવહારમાં મુખ્યત્વે કરીને સત્યતામાં ઘણા લાભ છે. સંસારિક વ્યવહારમાં તે વધારે સાદો, સુગમ, સલામત અને નિર્ભય માર્ગ છે; એમાં શ્રમ અને મુશ્કેલાઈ, ગુંચવણ અને ગભરાટ, ભય અને ક., એઓનો વિભાગ થોડો છે. આપણો હેતુ પાર પાડવાને માટે એ ટુંકામાં ટુંકો અને સીધો રસ્તો છે. છળ અને પ્રપંચની કળા દિન પર દિન નિર્બળ થતી જાય છે અને જે લોકો તેનો ઉપયોગ કરે છે તેઓને નઠારૂંજ ફળ આપે છે; પરંતુ સત્યતાનું પ્રાબલ્ય તો તે જેમ જેમ વપરાતી જાય છે

તેમ તેમ વધતું જાય છે; અને જેમ જેમ કોઈ માણસ તેનો વધારે વધારે ઉપયોગ કરતો જાય છે તેમ તેમ તેની શાખ વધારે વધારે મજબુત બંધાતી જાય છે તથા જે માણસો સાથે એને કામ પડે છે તે માણસો એના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે. આ જિંદગિના વ્યવહારમાં અને વ્યાપારમાં એ કંઈ નાનો સુનો લાભ સમજવો નહિં.

સત્યતા નિરંતર પોતાનાજ આધાર વડે ઝૂઝે છે અને તેને બીજાં કશાંની સહાયતા લેવાની જરૂર પડતી નથી; તે નિરંતર આપણી પાસેને પાસેજ હોયછે, આપણા હોઠ ઉપર આવેછે અને આપણને ખબર પડે તેની પહેલાં પ્રગટ થવાને તત્પર રહેછે. એથી વિરૂદ્ધ જુઠાંણું પીડાકારિ છે, તે ગમે તેવો માણસ હોય તેને દુઃખને અંતે ઉતારેછે અને એક ખોટી વાત ખરી પાડવાને તેને બીજી ઘણી ખોટી વાત શોધી કહાડવી પડેછે. અસત્યતા કાચા પાયા ઉપર ચણેલી ઇમારત જેવી છે; તેને ટટાર રાખવાને નિરંતર ટેકા મુકવાની જરૂર પડેછે અને આખરે વાસ્તવિક પાયા ઉપર બાંધેલી મજબુત ઇમારતમાં જેટલો વ્યય થાય તેના કરતાં તેમાં વધારે ખરાજાત બેસે છે. સત્યતા દૃઢ અને વાસ્તવિક છે અને તેમાં જરાપણ પોલાણવાળો અને નબળો ભાગ હોતો નથી. તે સ્પષ્ટ અને સાદી છે તેથી તેને રખેને કંઈ ઉઘાડું પડે અથવા રખેને કંઈ જણાઈ જાય એવો ભય રહેતો નથી. પ્રપંચિ માણસ હંમેશાં ભયભિત રહેછે અને જ્યારે તે પોતાનાં મનમાં એમ ધારે છે કે પોતે અંધકારમાં ચાલે છે અને પોતાને કોઈ દેખતું નથી ત્યારે તેના બધા છળ પ્રપંચ એવા તો પારદર્શક હોયછે કે કોઇ દોડતો જતો હોય તેની દૃષ્ટિએ પણ તે પડ્યા વિના રહેતા નથી. પોતાનું પોગળ હજી પ્રગટ થવાનું બાકી છે એમ જાણનારો માત્ર તેજ એક ડરેછે; અને જ્યારે તે એમ માની લેછે કે પોતે બીજા લોકને બેવકુફ બનાવેછે ત્યારે તે પોતે જાતે પોતાની મેળેજ મશ્કરિ કરવા જોગ થઇ પડેછે.

પ્રમાણિકપણું એ શાણપણનું સત્વ છે અને કામકાજ સ-

ત્વર કરવાનું ઉત્કૃષ્ટ સાધન છે. પ્રમાણિકપણાથી જેની સાથે આપણને સંબંધ થાયછે તેમનો આપણા ઉપર પૂર્ણ વિશ્વાસ બેસેછે; એથી કરીને પુછપાછ કરવામાં જતો સમય બચેછે અને કામકાજનો થોડા શબ્દમાં નિવેડો આવેછે. એ એકાદા સીધા ધોરી માર્ગ ઉપર પ્રવાસ કરવા જેવુંછે. આડાઅવળા રસ્તા અને ગલી ગુંચી કે જેમાં માણસો ઘણીવાર ભૂલા પડેછે તેના કરતાં એ સીધો માર્ગ ગ્રહણ કરવાથી પ્રવાસ સત્વર અને સલામતીની સાથે પૂરો કરી શકાયછે. સારાંશ એટલોજ કે જુઠાણાંમાં અને ઢોંગમાં જેટલી સગવડ ધારવામાં આવેછે તેટલી તરતજ ખોટી ઠરેછે. એ અગવડનું મૂળ થઈ પડેછે, કેમકે એને લીધે માણસ મત્સર અને વહેમના ફાંસામાં ઝલાયછે એટલે જ્યારે તે સાચું બોલેછે ત્યારે પણ તેનું બોલવું સાચું મનાતું નથી; અને તે જે સાચા દીલથી કહેછે તેના ઉપર પણ વિશ્વાસ અપાતો નથી. કોઇ પણ માણસ એકવાર પ્રમાણિકપણાંનો શાખો ગુમાવેછે કે તે લાગલોજ અપ્રમાણિકમાં છપાઈ જાયછે અને પછી સચ્ચાઇથી તેમજ જુઠાઇથી તેનું કારજ સરતું નથી.

ઇશ્વરે ભારે ડહાપણનો ઉપયોગ કરી કપટિ અને પ્રપંચિ મનનાં માણસથી સત્યતાના અને પ્રમાણિકપણાંના ચમત્કારિક લાભ કે જે આ લોકમાં શ્રેષ્ટતા પામવાને ઘણા ઉપયોગિ છે, તે ગુપ્ત રાખ્યા છે. તેમની આંખે લોભ અને લલુતા એનાં એવાં પડળ વળી ગયાં છે કે તેમની નજર તરતના લાભની પેલીમેર જતી નથી અને તેઓ ગમે તેવા નઠારા ઉપાય કામે લગાડીને પણ તે લાભ પોતાના હાથમાંથી જવા દેતા નથી; તેઓ દૃઢ સત્યતાના આઘા પરિણામ ઉપર તો પોતાની દૃષ્ટિ લંબાવતાજ નથી અને એથી કરીને અંતે માણસને સત્યતાથી કેટલા લાભ મળેછે તથા તેનું કેવું હિત થાયછે તે તેઓનાં અલ્પ ધ્યાનમાં ઉતરતુંજ નથી. જો એવી જાતના માણસ એટલાજ શાણા અને ચોખ્ખી દૃષ્ટિના હોય કે તેઓ એ બરાબર સમજીશકે તો તેઓ છળ-પ્રપંચમાંથીજ ભલમનસાઇનું ગ્રહણ કરે; અને તેઓ એમ કરે તે પ્ર-

માણિકપણું અને સદ્ગુણ એ ઉપર પ્રેમ હોવાથી નહિં પણ તેઓનો પોતાનો સ્વાર્થ વધારે સારી રીતે અને અસરકારક રીતે સાધવાની માત્ર ખળ ધારણાથીજ. એટલાજ માટે ન્યાયિ ઈશ્વરે તેમની આંખ આગળથી ડહાપણનો સાચામાં સાચો મર્મ સંતાડી રાખ્યો છે, કે તેથી નઠારાં માણસ ન્યાયિ અને પ્રમાણિક મનુષ્યની સાથે એક પાયરીમાં રહી ભલા અને વાજબી ઉપાયોથી પોતાના માઠા વિચાર સફળ કરી શકે નહિં.

ખરેખર! જો કોઈ પણ માણસને આ દુનિયાનાં પ્રાણિ સાથે એકજ દિવસનો સંબંધ હોય, તેને મનુષ્યજાત જોડે કોઈવાર વાતચિત કરવાનો પણ પ્રસંગ પાડવો ન હોય અને તેમની પ્રશંસાની કે નિંદાની કંઈ દરકાર રાખવી ન હોય તો માત્ર આ લોકનો સંબંધજ ધ્યાનમાં લેતાં તે પોતાનો શાખો એકદમ ભલે ગુમાવી દે; પણ જો તેને દુનિયાદારીમાં રહેવુંજ હોય અને જ્યાં સુધી દુનિયામાં રહે ત્યાંસુધી સંભાષણનો લાભ લેવાની ઈચ્છા હોય તો તો તેણે સત્યતા અને પ્રમાણિકપણું એનો ઉપયોગ મન, વાચા અને કર્મથી કરવો એ અવશ્યનું છે; કેમકે એ શિવાય આધાર રૂપે થઈ પડે એવું બીજું એકે સાધન નથી. બધા છળ–ભેદ નિષ્ફળ જાય છે પણ સત્યતા રૂપી તું બિ મનુષ્યને ભયાનક ભવસમુદ્રમાં નિર્ભયતાથી તરાવે છે. માટે આ વાત ધ્યાનમાં રાખી તારે સત્યતાનો મજબુત આશ્રય લેવો.

૨. વ્હેમમાં ન કુટાતાં ધર્મ પાળવોઃ—"

લલિત૦–"કાકાસાહેબ, વ્હેમમાં અને ધર્મમા શો ભેદ છે તેમને જરા કહેશો?"

ઉદાસરત્ન૦–"હા, ભાઈ; મારાથી બરાબર બેસાતું નથી તેથી જરા તકીયો ઠીક ગોઠવ; હું તને સહેલાઈથી સમજણ પડે એટલા સારૂ એ ભેદ વાતો રૂપે કહી બતાવું છું તે ધ્યાન દઈને સાંભળ.

હું ઘણીજ મનોરંજક મંડળીની અંદર બેઠો હતો અને ઉત્સાહ યુક્ત સંભાષણ સાંભળી અતિ આનંદ પામતો હતો એવામાં

એક અત્યંત અતર્ક્ય અને ત્રાસદાયક આકૃતિ મેં મારા ભણી આવતી જોઈ. એણે કાળાં વસ્ત્ર પ્હેર્યાં હતાં; એની ચામડી સંકોચા-ઈ ગઈ હતી અને તેમાં હજારો કરોચલી પડી હતી. એની આંખ એનાં માથામાં ઊંડી ઉતરી ગઈ હતી; અને એનાં શરીરનો વર્ણ મૃત્યુનાં ચાડાં જેવો ફીક્કો અને સીસાંનાં રંગ જેવો હતો. એનો દે-ખાવ ભયંકર, નિર્દય તથા કઠોર હતો અને એના હાથમાં ચાબક તથા વીંછુનાં શસ્ત્ર એ હતાં. એ આકૃતિ ભયંકર અને ઘુરકતો અવાજ કરીને મારી પાસે આવી એટલે મ્હારૂં તો લોહીજ ઠરી ગયું. એણે મને પોતાની પાછળ જવાનું કહ્યું. ડરને લીધે મેં એની આજ્ઞા માની. બાવળથી તથા કાંટાથી છવાઈ ગયલે અડબચરે રસ્તે થઇને તે મને એક ઊંડી અને એકાંત ખીણમાં લઇગઈ. જ્યાં જ્યાં એનો પગ પડ્યો ત્યાંની લિલોત્રિ કરમાઈ ગઈ; એના પ્રાણ-ઘાતક શ્વાસથી આસપાસની હવા ઝેરી બની ગઈ; સૂર્ય અસ્ત થઈ ગયો; સુંદર આસમાનિ આકાશમાં સઘળે સ્થળે અંધકાર બ્યાપિ રહ્યો; ખીણમાં શોક કારક ધુધવાટાના પટઘા પડવા માંડ્યા; પ્રત્યેક દુઃખદાયક વૃક્ષ ઉપરથી ઘુવડપક્ષીનો કઠોર તથા ભયંકર શબ્દ કાને પડવા લાગ્યો; અને એ રાતે સઘળો દેખાવ શુન્ય તથા ત્રાસ રૂપ બની રહ્યો. ભલભલાના આંઝા ગગળી જાય એવી આ ભયંકર જગાની વચમાં મ્હારા અતિ દુષ્ટ સાથીએ મને નીચે પ્રમાણે કહ્યું:-

'અરે, મૃત્યુલોકના ઉદ્ધત અને અવિચારિ માનવિ, છળ-પ્ર-પંચથી ભરપૂર સંસારની બ્યર્થ લાલચો તજી દઇને તું મારી સંગત કર. એટલું નક્કિ માન કે મનુષ્ય જાતનાં દૈવમાં સુખ નિર્માણ કીધેલું નથી. મનુષ્ય પ્રાણિ શોક કરવાને અને દુઃખિ થવાને સરજેલું છે. મૃત્યુલોકની સઘળી વસ્તુની એવીજ અવસ્થા છે અને જે કોઈ એને એથી ઉલટી ધારેછે તે ઈશ્વરની ઇચ્છાથી વિરૂદ્ધપણે વર્તેછે. એટલા માટે મંડળિના આનંદની નાશકારક મોહિનીથી નાસ અને અહિં શોક, દુઃખ તથા એકાંતવાસ એમાં દિવસ ગુજાર. દુઃખ મૃત્યુલોકની સઘળી વસ્તુને કપાળે ચ્હોંટ્યું છે. તેથી કોઈ પણ પ્ર-કારના હર્ષનો અનુભવ લેવો એ ઈશ્વરનો અપરાધ કરવા બરાબર

છે. ઈશ્વરની ભક્તિ માત્ર આનંદની પ્રત્યેક વૃત્તિને દાબી રાખવાથી અને નિશ્વાસ નાંખવાનો તથા આંસુ પાડવાનો અહોનિશ અભ્યાસ રાખવાથી થાય છે.'

જીવતરનાં આ ઉદાસિયુક્ત ચિત્રથી હું કેવળ ગગળી ગયો અને મારામાં આનંદનો અલ્પ અંશ પણ રહ્યો નહિ. હું એક સુકાં ઝાડ તળે જઇને બેઠો. ત્યાં ટાઢા અને શોકાતુર પવનના સુસવાટાથી અને ભયથી મારૂં અંતઃકરણ હિમાઈ ગયું. મૃત્યુ કે જેની હું અધીરો થઈ વાટ જોઈ રહ્યો હતો તે આવીને ઉદાસિ ભરેલી જીંદગીનો અંત આણે ત્યાંસુધી મેં અહીંજ પડી રહેવાનો નિશ્ચય કીધો. હું આવી ઉદાસિની લહેરમાં પડ્યો હતો એવામાં મેં મારી એક બાજુએ કીચડ વાળી નદી વહેતી જોઈ તેમાં ધીમા અને શોકકારક અવાજ સાથે મોજાં ઉછળી રહ્યાં હતાં. મેં એમાં ઝંપલાવી દેવાનો વિચાર કીધો અને હું એમ કરવાની તૈયારીમાંજ હતો એટલામાં મને કોઇએ એકાએક આવીને રોકી રાખ્યો.

મેં પાછું ફરીને જોયું તો એક મહા સુંદર આકૃતિ મારી દૃષ્ટે પડી. એવું રૂપ મેં સ્વપ્નામાં પણ આગળ જોયું નહતું. એનું સઘળું શરીર ચિત્ત આકર્ષક મોહિની તથા સુંદરતા એથી ભરપૂર હતું. એનાં નેત્રમાં મહિમા પ્રકાશિ રહ્યો હતો અને તેના ડર ઉપજાવે એવા દબદબાએ દયા અને શાન્તિના ઘણાજ નમ્ર દેખાવથી નરમાસ પકડી હતી. એને જોતાં વારનેજ જે ભયંકર બલાએ મને પ્રથમ કષ્ટ આપ્યું હતું અને મહારૂં શરીર ધ્રુજાવી નાંખ્યું હતું તે અલોપ થઈ ગઈ અને તે અલોપ થવાની સાથેજ મારી સઘળી ધાસ્તિ સમૂળી જતી રહી. અંધકારયુક્ત અભ્ર ખસી ગયાં અને આનંદકારક સૂર્યપ્રકાશ પસરી રહ્યો; કરમાઈ ગયલી કુંજ પાછી લીલી કુંજાર થઈ ગઈ; અને આખી ખીણ ઇશ્વરની વાટિકા જેવી સુંદર અને પ્રફુલ્લિત બની રહી. આ અણધાર્યા બનાવથી મને અત્યંત આનંદ થયો અને મારા મનમાં સુવિચાર આવવા માંડ્યા; એવામાં મારા સુંદર સોબતિએ મને પોતાની ઇશ્વરિ શિક્ષા નિચે પ્રમાણે આપી:—

'મારૂં નામ ધર્મ છે. હું સત્યતા અને સ્નેહની પુત્રિછું. અને પરોપકાર, શુભ આશા અને આનંદ એઓની માતા છું. જે રાક્ષસણિની સત્તામાંથી મેં તને થોડા સમય ઉપરજ મુક્ત કર્યો તેનું નામ વહેમ છે; તે અસંતોષની પુત્રિ છે, અને બ્હિક તથા ઉદાસિ એ બે એની ઉદાસિયોછે. એ રીતે હમે એક બીજાથી નિરાળાં છઈએ તો પણ તે અમર્યાદ થઈ ઘણી ખરી વાર મારૂં નામ અને મારી રીતભાત ધારણ કરેછે અને દુર્ભાગિ માનવને હમે બે એકજ છઈએ એમ ઊંધું સમજાવી ભૂલથાપમાં નાંખેછે. આખરે જેનાં મન ભ્રમિત કરવામાં એ ફતેહ પામેછે તે તારી પેઠે નિરાશાના ભયાનક ખાડામાં પડવાને તત્પર થાયછે.

આસપાસ નજર ફેરવ; મનુષ્ય જાતને અર્થે ઇશ્વરે સૃષ્ટિમાં નાના પ્રકારની સુંદરતા મુકી છે તે જો; અને વિચાર કર કે આવી સુંદર સૃષ્ટિ તે વળી દુઃખનો અને પીડાનો ઠામ થવાને ઉત્પન્ન કરવામાં આવી હોય?! મનુષ્યનો અવતાર પામવાથી આનંદ પામી સઘળાં માણસ ઇશ્વરનાં આભારિ થાય અને તેનો અપૂર્વ યશ ગાય એટલા માટે જો તેણે સૃષ્ટિ રચી ન હોય તો આવા ઉદાર હાથથી તેણે અસંખ્ય આનંદદાયક પદાર્થ સૃષ્ટિમાં બ્હોળા શા માટે પાથર્યા હશે? એટલા માટે તેણે આપણને જે અનુપમ સુખ આપ્યું છે તેનો યોગ્ય ઉપયોગ અને અનુભવ કરવો એમાંજ સદ્ગુણ અને આજ્ઞાંકિતપણાંનો ભાવ રહેલો છે. એ સુખદાયક પદાર્થોને એશઆરામનાં સાધન જાણી સદ્ગુણ અને ભક્તિ એઓને તજી દેવાં એ દયા ઉપજાવવા લાયક અજ્ઞાન અથવા અવિચારનો ભરેલો મમત છે. અમાપ કૃપા એ આ સૃષ્ટિનું મંડાણછે; આનંદમાં કલ્લોલ કરનારા દેવદૂતના ઊંચામાં ઊંચા વર્ગથી માંડીને તે મનુષ્ય જાતના નીચામાં નીચા વર્ગ સુધીમાં જોતાં પ્રત્યેક વિચારવંત પ્રાણિનું યોગ્ય વલણ નિરંતર નીચી પ્રતિનાં સુખમાંથી ઊંચી પ્રતિનાં સુખમાં આવવાનું હોય એમ જણાય છે. ઇશ્વરે તેમનામાં નાના પ્રકારના હર્ષનો અનુભવ લેવાની શક્તિ મુકેલી છે.'

એ સાંભળી હું બોલી ઉઠ્યો કે શું આ તે વળી ધર્મનાં

વચન કહેવાય ! શું તે ભક્તજનને પુણ્યના માર્ગથી આડા ફેરવી શ્રમરહિત જિંદગી ગુજારવાની આજ્ઞા કરે છે ? જો એમ હોય તો સદ્દ્ગુણ પાળતાં જે પીડા સહન કરવી પડેછે તે, પશ્ચાતાપનું દુઃખ અને મહામુનિયોનું જીતેંદ્રિયપણું એ ક્યાં ગયાં ? તેણે માયાળુપણે ઉત્તર દીધો કે 'વિચારવંત પ્રાણિના સાચા આનંદ ઘણા એશ આરામમાં મહાલવામાં, મનોવિકારને સંતોષવામાં, આળસમાં પડી રહેવામાં અને હલકી જાતની રમત ગમતમાં રહેલા નથી. નીતિ રહિત આનંદને આધિન થવાથી મન બગડેછે અને તુચ્છ મોજ મઝાથી તે હલકું પડેછે. બન્ને વાનાં પોતપોતાનાં માઠાં બળનાં પ્રમાણમાં મનને પોતાની ખરી ખુશી બતાવવા દેતાં નથી અને તેને તિરસ્કાર કરવા જોગ સ્થિતિમાં સપડાવી દેછે. જેને સાચું સુખ જોગવવું તથા ભોગવવું હોય તેણે પોતાની ઊંચી પ્રતિની શક્તિઓને ઉદ્યોગ અને નિયમ એની સાથે ધ્યાનપૂર્વક ઉપયોગમાં આણવી જોઇએ; તેણે પોતાના સરજનહારની પ્રાર્થના કરવી જોઇએ; તેણે પોતાનાં જાતિ-પ્રાણિઓ ભણી શુભેચ્છા બતાવી તેમનું હિત કરવાનાં યત્ન કરવાં જોઇએ; અને તેણે પોતાના આત્માને સરળ તથા પવિત્ર રાખી પોતાનાં મનની અધમ વૃત્તિઓ માત્ર એટલે દરજ્જેજ સંતોષવી જોઇએ કે જેથી પોતે તાજો રહે અને પોતાના ઉમદા ઉદ્યોગમાં બમણા ઉત્સાહથી મચ્યો રહે. દેવદૂતના દેશમાં સ્વચ્છ સુખ હંમેશ પ્રકાશિ રહેછે; ત્યાં નિત્યાનંદનું નિર્મળ ઝરણ વહ્યું રહેછે અને તેનો આનંદદાયક પ્રવાહ ખાળવાની જરૂર પડતી નથી. પણ મનુષ્ય જાત સંપૂર્ણ નથી તેથી તેના ભાગ્યમાં એ આનંદનો અનુભવ લેવાનું લખેલું જણાતું નથી. માટે મનુષ્ય જાતમાં જે પ્રાણિનાં મનનો બાંધો સ્વાભાવિક રીતે રોગિષ્ટ હોય તેણે જીતેંદ્રિયપણાની સકત પરેજી પાળવી. જે જાણી બુજીને મોજમઝામાં પડ્યો હોય તેણે વ્યાધિની વ્યથા સહન કરવીજ જોઇએ અને તેમાંથી મુક્ત થવાને કડુ ઓષધ ધીરજથી ઉપયોગમાં લેવાંજ જોઇએ. એ રીતે તે જેમ જેમ સાજો થતો જશે તેમ તેમ તેનું મન નિરોગિ થતું જશે. હે કંગાલ માનવ, તું જે અથાગ ખાડામાં પડવાનું હવડાં

યત્ન કરતો હતો તે વિષે વિચાર કરી તારી મૂર્ખતાની તોલના કર !

જો અતિ અપરાધિને પણ સુધરવાનું ઉત્તેજન છે તો નિર-પરાધિ આત્માને એથી એ વધારે સરસ સમાધાનિનો આધાર છેજ. એ સમાધાનિ નિર્દોષ માણસને ઘણા ઉંચા પ્રકારની આ-શાનો મજબુત પાયો માલમ પડે છે; કેમકે જે પોતાનું અંતર ત-પાસીને પોતે જેવો હોય તેવો પ્રમાણિક પણે દેખાય છે તે મારી સહાયતાથી જેવો થવાની ઇચ્છા રાખતો હોય તેવો થવાને સમર્થ થાયછે. સર્વ શક્તિમાનની કૃપા સંપાદન કરવાની જેને દૃઢ ઇચ્છા હોય છે તેને એમ કરવામાં કોઈ પણ પ્રકારનું વિઘ્ન નડતું નથી અને તે ગમે તેવી ભારે આપત્તિથી પણ હિમ્મત હારી જતો નથી. જે અનાદિ ઇશ્વર સઘળું સમદૃષ્ટિએ જોઈ રહ્યો છે તે જે કરશે તે રૂડુંજ કરશે એવો તેના ઉપર દૃઢવિશ્વાસ રાખી તેનાથી ડરીને ચા-લવું એજ સર્વોત્કૃષ્ટ જિતેંદ્રિયપણું છે અને તે સર્વોત્તમ આનંદનું મૂળ છે. સંસારિ પ્રવૃત્તિની સ્થિતિમાં નિરંતર સંકટ પડવાનાં; ઘણી વસ્તુથી દૂર રહેવું એ અવશ્યનું થઈ પડવાનું; તો એ તેમાં સત્ય રીતે વર્તવાનો આગ્રહયુક્ત અભ્યાસ રાખવો એ મનુષ્ય અંતઃકરણની કેળવણિ છે. એવાં અંતઃકરણનો માણસ સ્વાર્થ અને પરમાર્થ બન્ને સારી રીતે સાધી શકેછે. અપરાધ કરવાથી અલગ રહેવામાં તથા પરમાર્થનાં કામ કરવામાં જે દુઃખ ખમવું પડે તેમાં ધીરજ રાખી દૃઢ રહેવું એ શિવાય સહનશિલતામાં બીજો ધર્મ રહ્યો નથી. મનની નઠારી વૃત્તિઓ સંતોખવાને મોજમઝા માણવી એ શિવાય બીજા કશામાં અપરાધ રહેલો નથી; કેમકે તે સદ્ગુણનું અનુસરણ મંદ પાડી નાંખેછે. મનુષ્ય જાતની અમર આશા અને ઉંચા પ્ર-કારની શક્તિ એ ધ્યાનમાં લેતાં તેને આપેલું સુખ નિઃશંક નિબળ અને અલ્પ માલમ પડે છે; તો પણ ઇશ્વરનો ન્યાયિ હાથ પ્રત્યેક પ્રાણિને તેનો જેટલો વિભાગ આપેછે તેટલો તેનો આખરનો હેતુ પાર પાડવામાં આડખીલ ન કરતાં આધારરૂપ થઈ પડેછે.

માટે નિરંતરનાં દુઃખમાંથી નીકળી મધ્યમ સુખ અને આ-નંદ અનુભવવાને મારી સંગતિ રાખ; એકાંત વાસના એકલશરા

વિચાર તજી દઈ જન-મંડળના યોગ્ય ધર્મ બજાવવા તત્પર થા. ધર્મ એ મઠમાં અને એકાંત સ્થાનમાંજ રહેલો છે એમ નથી; એ તો અજ્ઞાનિના વ્હેમ ભરેલા મત છે. એવા મત સ્વિકારવાથી પરમાર્થની અને પરસ્પર સ્નેહની સંકળના કે જે વડે પ્રત્યેક પ્રાણિનું સુખ સઘળાંનાં કલ્યાણ સાથે જોડાઈ રહેલું છે તે તુટી જાય છે. એટલું યાદ રાખજે કે તારા સરજનહારને તું જે મોટામાં મોટું માન આપી શકે તે એજ છે કે તારે તેની બલવત્ર ઇચ્છાને અનુસારે જે થાય તે ઉપર સંતોષવૃત્તિ રાખી સદા આનંદમાંજ રહેવું."

"એ પ્રમાણેનું ધર્મનું બોધક ભાષણ સાંભળી મેં તેનો ઉપકાર માન્યો એટલે તેની આકૃતિ અલોપ થઈ ગઇ."

૨. मित्राइ तो समान जोडेज करवी पण मनुष्य मात्रनुं भलुं इच्छवुं अने तेनुं हित थाय एवां काममां बनती सहायता आपवी.

લલિત, ધ્યાન દઇને સાંભળજે, હોં ભાઈ; એ વિષય ઉપર હું તને પ્રાચિનકાળના એક મહાવિદ્વાનનો મત કહી સંભળાવું છું:—

જ્યારે ઉજ્જનનો એક મહાવિદ્વાન પોતાને રહેવાને સારૂ તે નગરમાં ઘર બંધાવતો હતો ત્યારે તે ઘરનો ગાળો ઘણો નાનો જોઇને એક જને તેને પુછ્યું કે તમે આવા પ્રતિષ્ઠિત પુરૂષ થઇને તમારી પદ્વિને શોભે એવું મોટું મકાન શા માટે બંધાવતા નથી? તેણે ઉત્તર દીધો કે "એજ સાંકડું ઘર જો હું સાચા અંતઃકરણના મિત્રથી ભરેલું જોઉં તો એ જેટલું જોઇએ તેટલું વિશાળ છે એમ હું જાણું." મિત્રતા વિષે એ મહાવિદ્વાનનો મત એવો હતો કે એની વિખ્યાતિને લીધે એની જોડે ઓળખાણ છે એવા અભિમાનના જુસ્સાથી ઉશ્કેરાઇને અથવા વિસ્મયથી કે વિવેકથી દોરાઇને જે ઘણા લોકો એની આસપાસ વિંટળાઈ રહેતા હતા તેમાંના જેઓ એના ઉપર સાચો સ્નેહ રાખતા હોય અથવા એને દ્રઢતાથી વળગી રહેવાના હોય તેઓનો સમાવેશ કરવા સારૂ ઘણું મોટું ઘર જરૂરનું હતું એવું એ ધારતો નહોતો.

મિત્રતાના સંભવને સારૂ એટલા બધા ગુણ અવશ્યના છે અને તે પરિક્પવ અને નિરંતર નિભે એવી થાય એટલા માટે એ-ટલા બધા બનાવ એકઠા મળવા જોઇએ કે મનુષ્ય જાતનો ઘણામાં ઘણો ભાગ તો તે વિના સંતોષિ થઇને રહેછે અને તેની જગ્યા સ્વાર્થ અને પરાધિનતા એથી પૂરી પાડેછે.

લોકના થોક નિરંતર માયાળુ પરોપકારિપણાની આપ લે કરવાને પાત્ર હોતા નથી કેમકે પોતાનાજ સ્વાર્થને અને પોતાનાજ મનો-વિકારને કેવળ આધિન હોવાથી તેઓ કોઈ પ્રકારનો ઊંચો ગુણ દર્શાવવાને શક્તિમાન હોતા નથી. કોઇની ઇચ્છા પ્રમાણે કામ બ-જાવવાની ઘણી મુદતની ટેવ પડી જવાથી કેટલાએક સામાં માણ-સને કંઈ વાત સમજાવવાની ના પાડતા નથી, અને કેટલા એક એકલ પેટા હોયછે તે એવી કલ્પના કરેછે કે એમ કરવાથી પોતાના લાભને હાની થશે. પરંતુ માત્ર આ તિરસ્કાર કરવા યોગ્ય અને ગાઢા દુર્ગુણથીજ અંતઃકરણમાં મૈત્રિનો સમાવેશ થતો નથી એમ નથી, પણ મનુષ્યજાતમાં સાધારણ સદ્ગુણ હોવા છતાંએ, તરેહ તરેહની પ્રકૃતિ મળેલી હોય છે તેથી પણ એમ બનેછે. કેટલાએક પરોપકાર કરવામાં ઉમંગિ અને ઉદારતાનો ઉપયોગ કરવામાં અ-થવા માથું મારી બોલવા ચાલવામાં આગ્રહિ હોય છે તે છતાં અ-નિશ્ચિત મનના હોયછે, નવીન વસ્તુથી મોહ પામી જાયછે, સામા માણસનો કંઈ દોષ હોતો નથી તે છતાં કંટાળો પામે છે અને દુસ્મનાવટ વિના અભાવ આણેછે; કેટલાએક કોમળ અને જેમ વાળીએ તેમ વળી જાય એવા હોય છે, ખોટી ગપ અથવા કાનમાં કહેલી વાત માને છે, પ્રત્યેક શંકાયુક્ત સ્થિતિથી ભય પામે છે અને મત્સર તથા આર્જવ એથી નિપજતી સૂચનાઓ ઉપર ધ્યાન આપી પ્રત્યેક વિશ્વાસુ સલાહકારના મત પ્રમાણે વર્તવાને તત્પર થાય છે. કેટલાએક વિરૂદ્ધ મત આપવાને અધિરા, બીજાંનાં શાણપ-ણથી વધારે સારે અને નિર્ભય માર્ગે જવાનાં કરતાં પોતાનીજ બુદ્ધિથી આડે અને દુર્ગમ રસ્તે સંચરવાને વધારે ખુશી, શિખામણને તિરસ્કાર સમજે એવા અને પૂછપાછને વિશ્વાસનું કમતરપણું ગણે

એવા તથા પૂરેપૂરી તાબેદારી અને પોતાનું ધાર્યું થાય એવી શરત હોય તોજ સામા માણસ ઉપર સ્નેહ રાખે એવા, હોયછે. કેટલાએક ભેદવાળા અને જેનો કંઈજ પાર ન પમાય એવા સારા અને નરસા હેતુ ગુપ્ત રાખવાને સાવધાન, અદૃશ્ય સાધનો વડે પરિણામ નિપજાવવામાં આનંદ માનનારા તથા પોતાની યોજના અમલમાં આણતાંજ દર્શાવનારા હોયછે. કેટલાએક આખી આલમ જોડે વાત ચિત કરનારા, પ્રત્યેક જનની ભેટ લેનારા, સાવધાનીની અથવા શાણપણની ભલી કળ વિના પોતાની તેમજ પારકી ગુહ્ય વાતો કહી દેનારા, તથા પેટમાં પાપ રાખ્યા વિના ક્ષમા કરવાને અને છળ વિના ફસવી દેવાને તત્પર એવા હોયછે.

ઉપર વર્ણવેલા વર્ગમાંનો કોઈ પણ માણસ મંડળિમાં ઉપયોગિ થઈ પડે અને દુનિયામાં તે સારો અને નિતિમાન છે એવી તેની શાખ બેસે, પણ તે ગાઢી અને કોમળ સ્નેહ-ગાંઠને માટે પાત્ર જણાતો નથી. જેના સ્નેહનો જુસ્સો પોતાનાંજ અંતઃકરણની ઉષ્ણતાથી પ્રગટ થાયછે અથવા ચુગલીના પ્હેલાજ ઝપાટાથી ઠરી જાયછે તેને મિત્ર દાખલ પ્રસન્ન કરી શકાય નહિં; જે પોતાનાજ મત શિવાય બીજાનું કહેવું લેખવતો નથી તે કોઈ કાળે ઉપયોગિ સલાહકાર થઈ શકે નહિં; જે વ્હેમની જાળમાં ગુંથાયો રહેછે તે વિશ્વાસ ઉપર રહી શકે નહિં; તેમજ જે માણસ મનુષ્યમાત્રને પોતાના સખાવત હાથથી સહાયતા આપેછે અને કંઈ ભેદ રાખ્યા વગર પ્રત્યેક જનને પોતાં હૃદયની વ્હાલી વસ્તુ જેવો ગણેછે તેનું વ્હાલ પણ પણ ઝાઝું પંકાય નહિં.

ગાઢી અને તેની સાથે નિભે એવી મૈત્રિ થવાને માટે બન્ને પક્ષવાળામાં સરખો સદ્ગુણ હોવો જોઇએ એટલુંજ નહિં પણ તે સરખી જાતનો હોવો જોઇએ; બંનેનો હેતુ સરખો હોવો જોઈએ એટલુંજ નહિં પણ તે પાર પાડવાનાં સાધન પણ બન્નેની પ્રસન્નતાનાં હોવાં જોઇએ. ઉપર ચોટકા સારા ગુણને લીધે અથવા એકાએક સ્નેહ થવાને લીધે જેમને આપણે વખાણી શકાયે નહિં તેમના ઉપર આપણે ઘણી ખરીવાર પ્રેમ રાખીએ છઇએ; કેટલીક

વાર મ્હોટી શક્તિને લીધે અને જેનું પ્રત્યક્ષ પારખું મળ્યું હોય એવા સદ્‌ગુણને લીધે જેમના ઉપર આપણો પ્રેમ ઠરતો નથી તેમને આપણે વખાણીએ છઇએ; પણ પ્રેમ અને પ્રશંસા એ બેનું મિશ્રણ જે મૈત્રિ તે એકમાંથી નિભાવ અને બીજાંમાંથી કોમળતા ગ્રહણ કરેછે. એટલા માટે મૈત્રિની આતુરતા રાખનારાએ પોતાને વિષે સામાં માણસનો સારો મત સંપાદન કરવો જોઇએ એટલુંજ નહિં પણ તેની સાથે એણે તેનો સ્નેહ પણ આકર્ષવો જોઇએ; તેઓ દુઃખના દિવસમાં દૃઢ હોવા જોઇએ એટલુંજ નહિં પણ સુખના દિવસમાં આનંદિ હોવા જોઇએ; આવશ્યકતાના અવસરમાં તેઓ પરસ્પર ઉપયોગિ હોવા જોઇએ એટલુંજ નહિં પણ ઘરસંસાર સંબંધી રીતભાતમાં આનંદદાયક હોવા જોઇએ; તેઓ સાથે હોય ત્યારે ઉલ્લાસ અને હિંમત એ ઝળકી રહેવાં જોઇયે તેમજ બ્હીક તથા ઉદાસિ એનો અંધકાર વીખરાઈ જવો જોઇએ. આવાં પરસ્પર સરખાપણાંની સાથે મતનું એકત્રપણું હોવું એ પણ અવશ્યનુંછે; કેમકે મતભેદને લીધે રાજ્ય કારભારમાં પક્ષ તથા ધર્મમાં પંથ બંધાયછે. વિરૂદ્ધ પક્ષના અગ્રેસરો વચ્ચે પણ કોઈ કોઇવાર ઘણો સ્નેહ જોવામાં આવેછે તોપણ એવા મિત્રને દૃષ્ટાંત દાખલ બતાવવાના કરતાં તેમને ચમત્કારીક વસ્તુ દાખલ દર્શાવવા એ વધારે યોગ્ય ઠરેછે; અને એવાં દૃષ્ટાંત લઈ મહાન પુરૂષોનાં આચરણને અનુસારે વર્તવું એ પર્વતનું શિખર કુદી જવા કરતાં વધારે અયોગ્ય છે, કેમકે અગર જો એમ કરતાં કેટલાક પડી જવા છતાં પોતાનો પ્રાણ બચાવીને નાઠા છે તોપણ સો વસા એ મૂર્ખાઇનુંજ લક્ષણ છે.

જાહેરાંત રીતે સામસામા પક્ષમાં હોવા છતાં એક બીજા ઉપર સ્નેહ રાખવો એ ઘણું મુશ્કેલ થઈ પડ્યા વિના રહેતું નથી; કેમકે તેમાં એવા બનાવ બનેછે કે તે વિષે વાતચિત પણ કરવી પડે છે અને તે ગુપ્ત પણ રાખવા પડેછે. નીતિ અથવા ધર્મ એને લગતા હેતુથી સામસામાં પક્ષમાં રહેલા પુરૂષ ઘણું કરીને પ્રત્યેક મનુષ્યને ભિન્ન દૃષ્ટિથી જોયછે અને દરેક વાંધા ભરેલી બાબતનો

જુદાંજ ધોરણથી તોડ કાઢેછે. જ્યારે વાદવિવાદના એવા પ્રસંગ બનેછે ત્યારે સમદૃષ્ટિ રાખવી એ ટેક મુકી પક્ષ ડુબાવવા બરાબર અને મૈત્રિનો ખરો ભાવ બંધ પાડીને તે પરાણે નિભાવી રાખવા બરાબર થાયછે; મૌન્ય ધારણ કરવું એ સ્વતંત્રતાની ઊંચી સ્થિતિ ખોવા બરાબર, નિરંતરના પ્રતિબંધમાં રહેવા બરાબર અને લીધેલો પક્ષ તજી દેવા બરાબર થાયછે; અને જે બાબતમાં એમાંથી એક્કે જન 'મારી ભૂલછે' એવું કબુલ ન કરે અને બન્નેજણ પોતાની વાત અગત્યની ગણે ત્યારે એમાંથી ફલાણો મિત્ર તો લટી જશે એમ કોણ કળી શકશે? પછી વિરૂદ્ધ ભાષણ અને વાદવિવાદ એ શિવાય બીજુ શું નિપજશે? અને એમાંથી કટુવેણ તથા ગુસ્સો, જય પામવાથી ઊન્મત્તાઈ તથા હાર થવાથી શ્હોડ અને ફંફાસથી નિપજતો કંટાળો તથા શુભેચ્છાનું શુન્યપણું એ શિવાય બીજાં શાની આશા રાખવી? જેમ મૂળમાં ઘા લાગ્યા છતાં વૃક્ષનાં ડાળાં લીલાં રહેછે તેમ સ્નેહનો અને સભ્યતાનો બાહ્ય વ્યવહાર ચાલુ રહેછે પણ કલેશરૂપી વિષ વ્યાપી રહેછે અને અગર જો મ્હો હસતું રહે છે તોપણ અંતઃકરણ કઠણ અને સંકોચિત થતું જાયછે.

જે માણસ માત્ર ગંભિરતાના અને સન્તાપના અવસરમાંજ આપણા જોવામાં આવેછે તે આપણને થોડા સમયમાં અણગમતું થઈ પડ્યા વિના રહેનું નથી; એથી કરીને પરોપકાર બુદ્ધિની મધુરતા અને શાન્તિ જાળવી રાખવાને માટે મિત્રોએ ચિંતામાં તેમજ આનંદમાં સરખી રીતે ભાગ લેવો એ અવશ્યનું ઠરેછે. વળી તેઓએ પોતાનાં મનનું વલણ સમાન રાખી એક સરખી રમત ગમતમાં ગુંથાવવું એ સારૂં છે પણ તે મનનાં એકત્રપણાં જેટલું અવશ્યનું નથી; કેમકે કોઈ માણસ ભલમનસાઈથી પોતાની પ્રસન્નતાની વસ્તુને બીજાનાં મનની વૃત્તિને અનુસરતી ન જોઈને છોડી દેછે અને સામાનું અંતઃકરણ દુઃખવવાનાં કરતાં પોતાનો આનંદ જવા દેવો એ મિત્રતાને ઘટિત માને છે.

એક ચિત્રકારે મારા આગળ કબુલ કર્યું હતું કે કીસબી કીસબીમાં સ્નેહ ભાવ રહેતો નથી. દુનિયાદારીની રાહે જોતાં આ કહેવું

એટલું બધું વાજબીછે કે જે માણસો એક સરખા અભ્યાસને લીધે સરસાઇમાં પડ્યા હોયછે અને જેમને વખોડનારા તથા વખાણ કરનારા વારંવાર એક બીજાની સામાં ઉસ્કેર્યા કરેછે તેમની વચ્ચે તન મદન અને સ્થાઈ દોસ્તિ થવાની ઉમેદ ભાંગી પડેછે. અનુભવ ઉપરથી એટલી આશા રાખવામાં આવે કે તેઓ ઉઘાડી દુશ્મનાવટથી અને ગુપ્ત છળ પ્રપંચથી દૂર રહે અને જ્યારે તેમના આખા વર્ગ ઉપર હુમલો થાય ત્યારે સાધારણ દુશ્મનની સામાં થવાને તેઓ એકઠા થાય પણ તેમનામાં ખરાં અંતઃકરણનો સ્નેહભાવ ભાગ્યેજ જણાય છે. એમ છતાં પણ કેટલાએક વીરલા એવા માલમ પડેછે કે જેમની ઉદારતા ઇર્ષાને લીધે દબાઈ જતી નથી. તેઓ કીર્તિના લોભ કરતાં વધારે ઉંચા હેતુથી નીચી પ્રતિનાં માણસથી જુદા પડેછે અને અભિમાન રૂપી પવનનો ઝપાટો તથા સ્વાર્થરૂપી કચરો એઓની સામાં મૈત્રિની પવિત્ર જ્યોતનું રક્ષણ કરી શકેછે.

સરખી સ્થિતિનાં માણસ હોયછે તે શિવાય અથવા જ્યાં એક બાજુની શ્રેષ્ટતા બીજી બાજુના કોઈ તેવાજ ભારે ગુણથી દબાઈ ગઈ હોયછે તે શિવાય મૈત્રિનો ભાવ ઘણું કરીને જાથુ રહી શકતો નથી; પાછા આપી શકાય નહિં એવા લાભથી અથવા પાછા વાળી શકાય નહિં એવા ઉપકારથી સ્નેહમાં વધારો થતો નથી; બેશક એથી આભારિપણાનો ભાવ ઉપજેછે અને માન વધેછે પણ ઘણું કરીને સરળ અને સ્વતંત્ર બવહાર અને પરિચય કે જેના વગર કૃતજ્ઞતા, ઉલટ અને સાનંદાશ્ચર્ય હોવા છતાં મૈત્રિતો હોઈ શકેજ નહિં તેનો નાશ થાયછે. એ પ્રમાણે આ લોકનાં સઘળાં સુખ અપૂર્ણ છે. મૈત્રિનો મુખ્ય પરિણામ પરોપકાર છે; પણ પરોપકાર અસાધારણ માયાળુપણાંનાં પ્રથમનાંજ કૃત્યથી, જેમ કેટલાએક રોપા એકવાર ફૂળ આપીને કરમાઈ જાયછે તેમ, સંકોચ પામે છે. તોપણ એ વિચાર ઉપર લક્ષ આપી ઉદાર હાથ પાછો ખેંચી લેવો નહિં કે દયાનો ભાવ દબાવી દેવો નહિં કેમકે સ્વાર્થ કરતાં પરમાર્થને વધારે પસંદ કરવો એ મનુષ્ય જાતનું ભૂષણ છે અને જે ઉદારતાથી મિત્રાઇના આનંદનો વિભાગ ખોયછે તેને એને બદલે મનની સમાધાનીનું પ-

વિત્ર સુખ પ્રાપ્ત થાયછે.

૪. क्रूरता करवी नहिं:—

એ વિષય ઊપર હું તને ક્રૂર માણસને મરતી વેળા જે દુઃખ થાય છે તેનું કંઇક વર્ણન આપુંછું. ભૂતકાળનું સ્મરણ અને વર્તમાનકાળનો વિચાર એ મરવા પડેલા પાપીને ઝાઝો દુઃખિ કરતાં નથી; જો એજ એનાં મનમાં આવતાં હોય તો એ ઘણો કષ્ટિ થાય નહિં, પણ ભવિષ્યકાળનો વિચાર એને બયથી તથા નિરાશાથી ગભરાવી નાંખે છે. તે ભવિષ્યકાળ, કે જે અંધકારયુક્ત અને અતર્ક્ય પ્રદેશમાં એ જવાની તૈયારી ઉપર હોયછે, કે જે પ્રવાસમાં પાપ પુન્ય એજ એના સાથી ઠરેછે; તે ભવિષ્યકાળ, કે જે અજાણી ભૂમિથી કોઈ પણ મુસાફર પાછો આવ્યો નથી, કે જ્યાં કોણ હશે અને પોતાનું શું થશે તે વિષેની એને કશી ખબર હોતી નથી; તે ભવિષ્યકાળ, કે જે અંધેર પીછોડા ઉપર નજર ફેરવવા જતાં એનું મન ઠેકાણાસર રહેતું નથી અને ગુંચવણમાં પડી જાય છે; તે ભવિષ્યકાળ—તે દાહસ્થાન, કે જે ભયાનક જગામાં એને ભસ્મમાં બળી જવાનું છેજ; તે ભવિષ્યકાળ, કે જે અથાગ ખાડો લક્ષમાં લેતાંજ એને થરથરાટ વછુટે છે; સંક્ષેપમાં તે ભવિષ્યકાળ—તે ન્યાયાસન, કે જ્યાં સર્વ શક્તિમાનના તાપ આગળ એને રજુ થવાનું છે અને પોતે પોતાના જીવનગાળામાં પળે પળે જે અપરાધ કીધેલા તેનો હિસાબ આપવાનો છે;—અરેરે ! જ્યારે તે ભયાનક ભવિષ્યકાળનો એનાં મનમાં વિચાર આવે છે ત્યારે એનો અવિચારી ગર્વ જતો રહેછે. એ ધ્રુજતો અને રોતો ઇશ્વરની આજીજી કરવા જાય છે અને પોતાની મૂર્ખતા વિષે પશ્ચાત્તાપ કરેછે; પરંતુ એ મહા પાપીને આંસુ, વિલાપ, ગભરામણ અને પશ્ચાત્તાપ, એઓથી દિલાસાની અથવા દયાની આશા રહેતી નથી.

એ વાત તારા લક્ષમાં રાખી જો તું સન્માર્ગે ચાલીશ તો તને સંસારનાં દુઃખ સહન કરવાની શક્તિ અને મનની સમાધાનીનું ઊંચું સુખ પ્રાપ્ત થશે. લલિત, હવે હું તને મનુષ્યનું જીવતર ક્ષણભંગુર છે એવિષે એક મનોરંજક વાર્તા કહુંછું;તે ઉપર ખુબ ધ્યાસ કરજે:-

### ૫. એક ઉત્પન્ન વિનાશી જંતુનો અનુભવ.

એક વિદ્વાન ગ્રંથકર્તા પોતાનાં પુસ્તકમાં એક નદીનું વર્ણન કરતાં લખેછે કે તેના કીનારા ઉપર પાંખવાળાં ઝીણાં જંતુ થાય છે, કે જે માત્ર થોડા કલાકજ જીવેછે. જેટલાં સૂર્યોદય થતી વેળા જન્મે છે તેટલાં સૂર્યાસ્ત થતાં મરણ પામેછે; જેટલાં મધ્યાન્હકાળે અવતરે છે તેટલાં રાત્ર થતાં સુધી જીવેછે; અને જેટલાં સુર્યાસ્ત થવાની અગાઉ થોડીવાર ઉપર જન્મ લેછે તેટલાં રાત્રિએ નિંદ્રા લેછે અને તેમનું બાકીનું આયુષ્ય બીજે દીવસે પ્રભાતે પૂરૂં થાયછે.

એ ક્ષણિક યંતુ વિષે મનન કરતાં મારા મનમાં એવા વિચાર ઉપન્યો કે એ જંતુમાંનો એક કે જે શરીરના મજબુત બાંધાને લીધે અને બીજી અનુકુળ જોગવાઈને લીધે પોતાની સાથે જન્મેલાં જંતુ કરતાં વધારે વાર જીવ્યો હતો, અને જેણે સ્હવારથી તે રાત પડતાં સુધી ઘણા ઉદ્યોગો કરેલા, તેના ઉપર કલ્પના બાંધીને એક વાર્તા જોડી કહાડવી. એ જંતુએ પોતાનાં જીવતરની ટુંક મુદ્દતમાં અક્કલનો તથા અનુભવનો કેટલો ખજાનો ભરી રાખ્યો હશે, શા શા ચમત્કાર જોયા હશે, કેવાં કેવાં કર્મો કર્યાં હશે, તથા શાં શાં દુઃખ સહન કર્યાં હશે એ સહેલાઇથી ખ્યાલમાં આવી શકે તેવું છે.

તરૂણ જંતુનાં ટોળાં કે જેમને જન્મ્યાંને માત્ર એક કે બે કલાક થયલા તેઓ આ પૂજ્ય વૃદ્ધજનની પાસે આવે છે અને એની શિખામણ લક્ષપૂર્વક શ્રવણ કરેછે. તેમનાં અજ્ઞાન મનને એની સ્મરણશકિત જોઇને અચંબો લાગે છે.

અંતે દિનાન્તને સમયે આ લોકમાંથી જવાનો સમય પાસે આવતો જાણી એ પોતાની આસપાસ પોતાનાં કુટુંબિજનને તથા મિત્રોને બોલાવે છે, તેમને છેલ્લા રામરામ કહે છે અને મરણ સમયની શિખામણ તથા આશિષ આપેછે. એની કીર્તિના પ્રકાશથી મોહ પામી બીજાં સઘળાં જંતુ એની પાસે આવે છે અને પછી સહુ એક વિસ્તીર્ણ કાગ-છત્રની છાયા તળે એકઠા મળે છે. મરણ પામતો વૃદ્ધ જંતુ તેમને નીચે પ્રમાણે કહે છે:—

"મારા મિત્ર, અને દેશિજન! હવે મને માલમ પડે છે કે લાંબામાં લાંબાં આયુષ્યની પણ સીમા હોય છે; મારાં જીવતરનો અંત એમ જાણ્યું કે આવશે; જે થોડી અવધ રહી છે તે, મારા અનુભવનાં ફળ તમને વારસામાં આપી જવાના કામમાં વાપરવા કરતાં બીજી કોઈ વધારે સારી રીતે ઉપયોગમાં આણી શકાય એમ હું ધારતો નથી. મારે પોતાને માટે પુછો તો, જે બીના બનવાથી હું આ ત્રાસદાયક જિંદગીનાં અને ઘડપણનાં દુઃખથી મુક્ત થઇશ તે પાસે આવતી જોઇને મને ખેદ થતો નથી; કેમકે નિર્જીવ વસ્તુ પ્રાપ્ત કરવાનો યત્ન અને અત્યંત ચિંતા એની પુનરાવૃતિ વિના જિંદગાની બીજું શું છે? આ લોકના મારા લાંબા ક્રમના સમયમાં હું જાહેરાંત તેમજ ખાનગી કામકાજમાં ઘણો ગુંથાયો છું. મેં મોટા ફેરફાર, રાજ્યોની ઉથલ પાથલ, દારૂણ આપત્તિ, અને ચાર દિવસની ચાંદરણિ એ જોયાં છે; મેં ઘર સંસાર સંબંધી પડતી સહન કરી છે; હું આશાના તેજમાં અંજાયો છું અને બ્હીકથી ભયભીત થયો છું; મેં લાભાલાભ અનુભવ્યા છે; અને હમણાં મને માલમ પડે છે કે એ સઘળું વ્યર્થ• છે તથા સાચે સાચો વિદ્યાનંદ આપણાં પોતાનાંજ મનમાંથી નિપજે છે. જે જે દુઃખ મેં જોયાં છે તથા ભોગવ્યાં છે તે સાંભરી આવ્યાથી મારી ઘડપણની આંખમાં પણ આંસુ ભરાઈ આવે છે અને એથી તરૂણ જંતુએ એવી ચેતવણી લેવી જોઇએ કે સંસારિ યશ કેવળ મિથ્યા છે. મારા દેશિ જનનો ઘણો ભાગ એકવાર અકસ્માત્ ઝાપટાંથી નાશ પામ્યો; બીજી વેળા ફક્કડ અને મૂર્ખ જુવાનીઆનું ટોળું પવનના ઝપાટામાં ઘસડાઈ ગયું; ત્રીજે પ્રસંગે ભયંકર જ્વાળા મુખિ પર્વત કે જેને મનુષ્ય જાત ચુનાના ભઠ્ઠિ કહે છે તે હમારાં ઘરની નજીકમાં ફાટ્યો તેથી એક પલકમાં ઘણાં કુટુંબનો ઘાણ વળી ગયો; પછી ભૂરી પાંખ અને અણીદાર પુંછડી વાળાં રાક્ષસિ જલચર પક્ષિ આવ્યાં તેમણે કરોડો જીવનો સંહાર કીધો; અને છેલ્લે વાદળું આડું આવ્યાથી હમે અત્યંત ભય ભીત થયા; એ સઘળું મને સારી પેઠે સાંભરે છે.

પ્રાચિન કાળમાં આપણી પ્રજા અને માટીનાં દરની પેલી તરફ જે બલવાન લોક વસે છે તેની વચ્ચે મહાભારત યુદ્ધ ચાલ્યાં હતાં. તમે યાદ રાખજો કે તેઓ આપણા જન્મના વેરી છે અને તેઓ વિશ્વાસઘાતકિ અને અધર્મિ છે તે તો મુલકે મશહુર છે. આપણાં સૈન્ય લઇને તેમની સામાં હું યુદ્ધ કરવા ગયો; આપણે જય મેળવ્યા તેમ હાર પણ ખાધી, રૂધીરની રેલેરેલ વહી રહી, અને આપણી દેશે દેશમાં વિખ્યાતિ થઈ. યુદ્ધ-પરાક્રમથી પુશ્કળ પ્રખ્યાતિ પામેલો એવા એ લોકનો સરદાર કે જેનું કદ મ્હારા કરતાં આખું એક વાળની પ્હોળાઈ જેટલું મ્હોટું હતું તેને મેં વીણી કાઢ્યો; તેની સાથે દ્વંદ યુદ્ધ કીધું, તેમાં હું જય પામ્યો; અને મારી કીર્તિ નવખંડ પૃથ્વિમાં ગાજી રહી.

આખરે, પાછી સલાહ થઈ અને હું શત્રુ સાથે કોલકરાર કરવા ગયો; રણક્ષેત્રના શ્રમમાંથી મુકત થયા પછી હું રાજ્ય દરબારની ધાલમેલમાં તથા ખટપટમાં આવી પડ્યો. તેમાં કેવા દગા, કેવું કૃત્રિમ અને કેવી માથાકુટ! પણ મને શ્રમનો બદલો મળ્યો, હું જય પામ્યો; મેં આપણી પ્રજાને માટે એક વિશાળ સંસ્થાન મેળવ્યું;—જુઓ પેલા છોડવાથી તે પેલી ગમની ખાઈ સુધીનું! મારા દેશિજને મારી સેવા માન્ય કરી ખરી પણ મને યોગ્ય બદલો કદી આપ્યો નહિં.

પર રાજ્ય સાથેના સંગ્રામમાંથી ફારક થયા પછી આપણામાં ધર્મ સંબંધી તથા ઘરસંસાર સંબંધી કલહ નિપજ્યા અને ઘણાં તડ પડ્યાં; રાતી પાંખવાળાં અને કાળી પાંખવાળાં, લાંબા પગનાં અને ટુંકા પગનાં, પૂંછડીવાળાં અને પૂંછડી વિનાનાં, એવા પક્ષ બંધાયા. એ બધું હવે મને કેવળ મિથ્યા માલમ પડે છે અને તેથી હું તમને સલાહ સંપથી રહેવાનું વિનવિ વિનવિને કહું છું. તથાપિ મારાથી આટલી સાચે સાચી વાત કહ્યા વિના રહેવાનું નથી કે ટુંકા પગવાળામાં પૂર્ણ વિશ્વાસને પાત્ર થઈ શકે એવો મેં કોઈ જોયો નથી.

રાજ્યમાં પ્રખ્યાતિ પામેલાં કુટુંબનું મહત્વ સ્થાઈ રાખવાને

મેં મારી વિસ્તીર્ણ જાગીર રાતી પાંખનાં જંતુને આપી છે. એ બધું ખરૂં પણ આ ક્ષણ ભંગુર જિંદગિની પતરાજ શી વીસાતની છે!!

અહો, મારા મિત્ર, જ્યારે હું મારી તરૂણાવસ્થાનાં અભિમાન અને ઉત્સાહ ભણી દૃષ્ટિ કરૂં છું ત્યારે હમણાં મને સઘળું સ્વપ્નવત્ ભાસે છે; તે સમયે મેં કેવી કેવી આશા બાંધી હતી! હું કેવી કેવી યોજનાઓમાં સામેલ હતો! મેં કેવાં કેવાં અદ્ભુત પરાક્રમ કર્યાં હતાં! મેં ઘણાંજ સુંદર મકાન બંધાવ્યાં; હું અતિ સ્વચ્છ પાણિમાં ન્હાયો; મેં અતિ સુંદર ફળનો સ્વાદ લીધો; મેં પચરંગિ પુષ્પનો પરિમળ લીધો; મેં અઢળક ધન સંપાદન કીધું; મેં મારાં બળ તથા કદનો ગર્વ ધર્યો; અને માથા ઉપર મરણ તો છેજ નહિં એમ ધાર્યું; હું લોભની ભ્રમણાની પૂઠે પડ્યો, મેં મારા મિત્રોને સંતોષ્યા અને શત્રુને સંહાર્યા; પરંતુ હમણાં એ બધાંનો પાર આવ્યો છે. મેં પ્રેમનો મોહકારક સ્વાદ ચાખ્યો; તેમાં મત્સરથી વિયોગ પડ્યો અને હું પાયમાલ થઈ ગયો; અત્યંત નિરાશામાં મેં આત્મઘાત કરવાની તૈયારી કરી; પણ ડહાપણ અને ધૈર્ય એ મારી વ્હારે ધાયાં; મેં વિધિના લેખ પ્રમાણે દુઃખ સહન કરવાનો નિશ્ચય કીધો; તથાપિ હવે આ જીંદગિનો અંત આવવાની તૈયારી થઈ છે.

મ્હારી હયાતી એટલી બધી લાંબી થઈ છે કે હું તમારા કરતાં પહેલાંની પ્રજાસાથે રહેલો એવું મને યાદ આવે છે. મેં સૃષ્ટિના એવા એવા દેખાવ દીઠા છે કે જે હાલ બિલકુલ જોવામાં આવતા નથી. કદાપિ મારૂં કહેવું તમને અસંભવિત અને ગપાષ્ટક જેવું લાગે તો પણ હું ખરૂં કહું છું કે મને એક એવા સમય યાદ આવે છે જે જ્યારે પેલો મહાન પ્રકાશિત ગોળો કે જે હાલ દૃષ્ટિ મર્યાદાનાં પેલી ગમનાં બિંદુ ભણી પૃથ્વિને અડકે છે, તે બરાબર હમારાં માથાં ઉપર હતો અને તેનાં કીરણ એટલાં તો ઉષ્ણ હતાં કે જે હાલની નિસ્તેજાવત પ્રજામાંના થોડા જણુજ સહન કરી શકે. મારી સ્મરણ શક્તિ મને એથી પણ અગાઉના પ્રસંગનું ભાન કરાવે છે. એ ગોળો કે જે હમણાં પૃથ્વિની પાસે આ બાજુએ જણાય છે તે તે સમયે પેલી બાજુએ હતો. તમારૂં જ્ઞાન અલ્પ છે.

તેથી તમને એ વાતમાં શંકા આવશે પણ મારી વૃદ્ધની શિખામણ ધ્યાનમાં ઉતારવી એ તમારો તરૂણનો ધર્મ છે. તે સમયે સૃષ્ટિની સઘળી વસ્તુઓ સંપૂર્ણ હતી. માણ્ઓમાં વધારે સુંદરતા હતી; વાતાવરણ વધારે સ્વચ્છ રહેતું; રૂતુઓ વધારે નિયમિત અને અનુકુળ હતી; તથા ફળ—ફુલ, રૂપ—રંગ અને સ્વાદમાં વધારે સારાં હતાં. હાલ સૃષ્ટિએ મારા મરણ ઉપર કરૂણા લાવી પોતાની વસ્તુઓમાંનો રસ કસ ઉઠાવી લેવા માંડ્યો હોય એવું મને લાગે છે. પણ સૃષ્ટિના નિયમ ઉપર વિચાર કરતાં હું ઘણો કાળ જીવ્યો છું તથા મેં કીર્તિ પણ બહુ મેળવી છે. તમારાં હિતને સારૂ મે તમને મ્હારૂં ચરિત્ર કહી સંભળાવ્યું છે. તમારાથી કદાપિ મારા જેવીજ વર્તણૂક પ્રમાણે ચલાશે નહિં પણ એને અનુસારે ચાલવું એ તમને ઘટારત છે, કેમકે તમે સૃષ્ટિની વૃદ્ધાવસ્થાના અને અંધા ધુંધીના સમયમાં રહેવાને સરજ્યાં છો.

એ ભાષણ સઘળાં જંતુએ ધ્યાન પૂર્વક સ્વિકાર્યું; અને પૂજ્ય વૃદ્ધ પુરૂષમાંથી શ્વાસ નિકળી ગયો એટલે તેમણે એને યોગ્ય સમારંભથી અવલ મંજલ પ્હોંચાડ્યો.

બાઇ લલિત, શું તને એ વાત સાંભળીને હસવું આવે છે? ! નામ પલટ્યું કે એ વાત મનુષ્ય જાતનેજ લાગુ પડે છે. જરા વધારે વિશાળ જગા—જરા વધારે લાંબો કાળ—લક્ષમાં લઇએ તો મનુષ્ય જાતમાં અને એ જંતુમાં જરાએ ભેદ જણાતો નથી."

એ પ્રમાણે ઉદાસરત્ને ૧૦-૧૫ દિવસ સુધી જુદા જુદા નીતિના વિષય ઉપર લાગ લાગટ બોધ આપ્યાં કીધો. ત્યાર પછી થોડે દિવસે તેની માંદગીનું જોર એકાએક ઘણું વધી પડ્યું એટલે તેણે લલિતને પોતાની પાસે બોલાવ્યો અને એના માથા ઉપર હાથ મુક્યો. "ઇશ્વર તને અનાથને મારા સુબોધ પ્રમાણે વર્તવાની સુમતિ આપજો અને તું સુખી હજો-ઓ-ઓ—" એવો લલિતને આશિર્વાદ દેતાં દેતાં ઉદાસરત્નની જીભ ખેંચાઈ ગઈ અને તેણે તરતજ દેહ મુક્યો.

લલિત તેને અવલ મંજલ પ્હોંચાડી પાછો ઘેર આવ્યો ત્યારે

પોતાની અનાથ સ્થિતિ જોઇને તેનું અંતઃકરણ એટલું બધું ભરાઇ આવ્યું કે તેનાથી પૂરેપૂરૂં રડાયું નહિં પણ તેની આંખે અંધારાં આવી ગયાં અને તે મૂર્છાંગત થઈ ભોંય ઉપર પડ્યો. એ દશામાંથી તે બે કલાકે સાજો થયો અને તેણે અત્યંત કલ્પાંત કીધું. પણ દુઃખનું ઓસડ દહાડાઃ ધીમે ધીમે લલિત ઉદાસિના અંધકારમાંથી નિકળવા લાગ્યો. હવે પોતે શું કરવું એ વિષેનો વિચાર કરતાં કરતાં તેણે આખરે કાકાનું વર્ષિ વાળ્યા પછી દૈવ જેમ દોરી લઈ જાય તેમ જવું એવો નિશ્ચય કીધો.

કાકાનું વર્ષિ વાળ્યું તેને બીજે દિવસે લલિત ઉદાસિના વિચારમાંને વિચારમાં ગામને પાદરે ફરવા નિકળી પડ્યો અને ફરતાં ફરતાં અસ્ત થતા સૂર્યનો પ્રકાશ જોઇને તે પોતાનાં મન સાથે નીચે પ્રમાણે બોલ્યોઃ—

“અરે સૂર્ય! તું અવકાશમાં અધર રહ્યો થકો રટણ કર્યાં કરે છે! તારાં કીર્ણનું મૂળ શું છે! તારો સ્થાયિ પ્રકાશ મનુષ્ય જાતનાં સુખ દુઃખ તથા હર્ષ શોકને ન લેખવતાં પોતાની ભવ્ય શોભામાં પ્રગટ થાય છે. તારા પ્રકાશથી ઉડગણ અસમાની ઘુમટમાં છુપાઈ બેસે છે; ચંદ્ર લજ્જિત અને ફીકો થાય છે; પણ તુંતો તારી મેળે એક ચક્વે ફરતો ફરે છે! તારા ક્રમમાં તારો સાથી થઈ શકે એવું શું છે? પર્વત ઉપરનાં મજબુતમાં મજબુત ઝાડ પડી જાય છે; પર્વતો જાતે પણ વર્ષો વિત્યે નાશ પામે છે; ચંદ્રમા ગગનમાં અલોપ થઈ જાય છે; પણ તુંતો જેવોને તેવો તારા ક્રમના પ્રકાશમાં આનંદમય જણાય છે. જ્યારે આંધીની અંદર અંધકાર વ્યાપે છે, ગર્જનાના કડાકા થાય છે, અને વિદ્યુત ઝબુકા મારી રહે છે, ત્યારે પણ તું અભ્રમાંથી દેખા દે છે અને જાણે આંધીને હસી કહાડતો હોય એવો સુંદર તથા કુમળો પ્રકાશ આપે છે. પણ મારાં મનને તને જોવાથી શાન્તિ થતી નથી. તારા સુવર્ણવર્ણા કેશ પૂર્વ બાણીનાં અભ્ર ઉપર ફરફરી રહે છે અથવા પશ્ચિમનાં દ્વાર આગળ કમ્પિત થાય છે તે મારી દૃષ્ટિને સરખાજ છે. પણ હું ઠાલો શોક શું કરવા કરતો હઇશ? ‘નામ તેનો નાશ’ એતો સૃષ્ટિનો નિયમજ છે.

હવે ગઈ ગુજરીનો શોક ન કરતાં હું તારી પેઠે કંઈ ઉદ્યમે વળગીશ એટલે મારી ઉદાસિ ટળી જશે. વર્ષા રૂતુમાં તો તારૂં દૈવ પણ મારાં દૈવને મળતું આવે છે. તારાં આયુષની પણ સીમા છે અને પ્રભાતના સાદને ન ગણકારતાં તું પણ કોઈ કાળે અબ્ધમાં ગર્ક થઈ જઈશ!" આવા વિચારમાં સુર્યાસ્ત થયા પછી તે પોતાને ઘેર આવ્યો. પણ રાત પડી ગયલી, શિયાળાની રૂતુને લીધે ટાઢતો કહે જે મારૂંજ કામ, તેની સાથે હોડવા પાથરવાને કંઈ મળે નહિં એટલે એને પોતાની સંભાળ લેનાર પોતાનો કાકો પાછો સાંભરી આવ્યો અને એ રડી પડ્યો. રૂદન કર્યા પછી ઉદાસિનો ઉભરો જરા તરા સમ્યો ત્યારે તે બોલ્યો કે "અહો, મનુષ્ય જાતની જિંદગિમાં સ્વલ્પ સમયમાં કેવા ફેરફાર થઈ જાય છે! ગઈ શિયાળાની રૂતુ મેં કેવા આનંદમાં ગુજારી હતી! સાંજ પડતી કે હું તથા મારો કાકો વિયાળુ પાણી કરી બેસતા અને સ્નેહભાવ સહિત નીતિની વાતો કરતા અથવા પ્રભુ-સ્તુતિ ગાતા તેથી મને કેટલો બધો આનંદ થતો! આડોશી પાડોશી પણ એ નિર્દોષ કાળ ગમનમાં સામેલ થતાં. ભરત ભરવામાં હુશિયાર એવી હમારા પાડોશીની છોકરીને મારા કાકાએ મારે સારૂ એક ટોપી ભરવા આપી હતી; તે ઉદ્યમિઆળ છોકરી ભરત કામ લઈ બેસતી અને બરાબર આકારેલું પચરંગી પુષ્પ શ્યામ વસ્ત્ર ઉપર કેવું સુંદર દેખાતું! ટીસી, પાંદડાં, ડાંખળી અને ધીમે ધીમે વાંકી વળતી વેલ એ પણ જણાઈ આવતાં! એ રીતે પરસ્પર આનંદ લઈ દઈને હમે નિદ્રાવશ થતાં. પરંતુ હવે એ સુખનું સ્વપ્નુંજ થયું તો! હું કેવો નિરાધાર છું-ઘર ગીરો મુક્યું, તે માંહેનું રાચ રચીલું વેચી માર્યું-હવે મારે બારણે એક ચલિયું સરખું પણ ફરકતું નથી-હવે હું શું કરૂં-શા ઉદ્યમે લાગું? નગરમાં પોષાય એટલી વિદ્યા તો હું ભણ્યો નથી અને આ સિંહોર ગામમાં તો મને કોઈ બોલાવતું પણ નથી. પરંતુ હવે કાકાની ક્રિયા પુરી થઈ રહીછે એટલે ઘરનું ઠીકું ઘરેણે મુક્યું છે તેનું વેચાણ કરી, લેણદારના રૂપીઆ પતાવી દઈ, બાકી થોડું નાણું રહે તે લઈને હું કાશી જાઊં, અને ત્યાં કોઈ વિદ્વાનની સેવામાં રહી વિદ્યાભ્યાસ કરૂં. આવા પી

વાનું તો ઇશ્વર આપી મેળવશે; મારી આવી કંગાળ સ્થિતિ જોઇને શું પ્રવાસમાં કોઇને દયા નહિં આવે! સંઘ જતો હશે તો કોઈ તેમાં-નુંજ મારૂં પ્રતિપાલન કરશે.”

એવો નિશ્ચય કરી, વાંસે કહ્યા પ્રમાણે ઘરની બ્યવસ્થા કરી તે પગે કાશી જવા નિકળ્યો. ૩૦-૩૫ ગાઉની મજલ કાપ્યા પછી ઇશ્વ-ર કૃપાથી તેના ધારવા પ્રમાણે તેણે કાશીનો સંઘ જતો જોયો.

પ્રવાસમાં એને ઘણોજ આનંદ લાગ્યો. વાટમાં મ્હોટાં મ્હો-ટાં વૃક્ષની કુંજ અને નાના પ્રકારનાં સુગંધમય પુષ્પ, અને સ્વચ્છ હવા, એથી એનું તન તથા મન આસુદું થતું. કેટલાંએક વૃક્ષ ઉપ-ર એટલાં બધાં મિષ્ટ ફળ આવી રહ્યાં હતાં કે તેઓ તેના ભારથી નીચાં નમીને જાણે “કોઈ ફળ લો! ચાખો!” એમ કહેતાં હોય એવું ભાસતું હતું. સુગંધિદાર કેતકી, અંજિરી, ગોળ પાંદડાંની શોભીતી મેંદી, એ વિગેરેની ઘટ ઝાડીમાં, કીરમજી અથવા જાંબુઆ રંગના ખીચો ખીચ મોરથી ભરાઈ ગયલી લતાઓ કે જે વૃક્ષનાં થડની આસપાસ વિંટળાઈ રહી, મંદવાયુની લહેરમાં તોરણની માફક ઝો-કાં ખાઈ રહી હતી તે એના જોવામાં આવી. અસંખ્ય ભાતિનાં સુંદર પક્ષી પોતાના ઘટ છાયા હેઠેના માળા કે જ્યાં ઉન્હાળાની અસહ્ય ઉષ્ણતાનું કંઈ જોર ચાલી શકતું નહિં, ત્યાં આવ જા કરી રહ્યાં હતાં. તરેહ તરેહવાર રંગના પોપટ લીલી ઘટામાંથી ચળકી રહેતા હતા અને બીજાં મધુર સૂરવાળાં પક્ષી ઇંદ્રધનુષના ઘેરા રં-ગનો દેખાવ દઈ એક પુષ્પ-રોપા ઉપરથી બીજા પુષ્પ રોપા ઉપર કલ્લોલ કરી રહ્યાં હતાં. આ બધી સૃષ્ટિની મોહિની જોઈ લલિત પો-તાનું સઘળું દુઃખ વિસરી ગયો.

આસરે ૨૦ ગાઉ આગળ ગયા પછી એની પાસેની સઘળી ખરચી ખુટી ગઈ. હવે એક નાના કસબામાં જઈ એણે પોતાની વીંટીના ખુરદા કરવાનો ઠરાવ કર્યો. એ વીંટી એને એના કાકાએ મરતી વેળા આપી હતી અને તે વેચવાની એની મરજી ન હતી પણ જરૂરીયાત આગળ એનું કંઈ ચાલ્યું નહિં. એનાં કમનસીબને

લીધે એણે એ વીંટીનું વેચાણ કેવી રીતે કીધું અને પાછો થોડો પ્રવાસ કેવી રીતે કીધો તેનું બ્યાન આપણે એનીજ પાસે અપાવીશું.

"પ્રવાસ કરવા નિકળી પડ્યા પછી ૬-૭ મુકામ કરી હું એક નાના કસબામાં આવી પ્હોંચ્યો. ત્યાં મોદીની દુકાન પાસે એક સ્વચ્છ ધર્મશાળા જણાઈ તેમાં હું ઉતર્યો. ધર્મશાળાનાં બારણાંની નજીક હું આવીને ઉભો નહિં એટલામાં મોદી પોતાની દુકાનમાંથી મારી પાસે આવ્યો અને મારા હાથમાં વસ્ત્રની ગાંસડી હતી તે પોતાને ખભે નાંખી અને ધર્મશાળાના એક ઓરડામાં લઈ ગયો. એના હુકમથી એના ચાકરે આવીને તે ઓરડો વાળી ઝાડી સાફ કીધો. મોદી કે જે ઘણો વાચાળ હતો તેણે મને વગર પુછે કહ્યું કે "મારૂં નામ કચરા પુંજા છે; મેં ઘણાં વર્ષ થયાં આ ગામમાં દુકાન માંડી છે; અને હાલ એક વર્ષ થયું લગ્ન કરી આવ્યો છું." શેઠની ધણીઆણી વર્ણે તો સામળી હતી પણ દમડી ગાંઠવાની કળામાં ઘણી કુશળ હતી. મોદીએ મને બીજી ઘણી વાતો કહી પણ મેં કંટાળો પામી તે ઉપર કાંઈ ધ્યાન દીધું નહિં; એટલે એણે મને મારી હકીકત પુછવા માંડી. તેને અથથી ઇતિ સુધીની સઘળી વાત કહેવાની મને જરૂર પડી, કેમકે શબ્દે શબ્દે "હાજી, હાજી" કહીને એણે અત્યંત સભ્યતાનું ડોળ બતાવ્યું. એ રીતે ઘણા વખત સુધી વાતચિત કરતાં મેં એને વીંટી વેચવાની મારી ધારણા બતાવી તથા તેનું કારણ પણ કહ્યું. એણે કહ્યું "હા સાહેબ, વીંટી વેચી આપું, પણ પાસે ખરચી રાખશો તો તમને માર્ગમાં ઘણાં વિઘ્ન નડશે; પછી તો જેમ સાહેબની મરજી." એટલું કહી એણે આગળ કોઈ વટેમાર્ગુ લુટાયા હશે તેની લાંબી વાત કરવા માંડી. મેં તો જાણ્યું કે એનું ભાગવત કોણ જાણે ક્યારે પૂરૂં થશે, અને કહ્યું કે "શેઠ તમે તો વાતે ચડ્યા છો પણ મારે તો અહીં ઘડીએ ઘૂંટ ભરાય છે તેમ પેટમાં ભૂખ પણ લાગી છે. માટે એ વીંટીનું જેમ જલદી ઉત્તર સાધન થાય તેમ કરો." તેણે કહ્યું "ત્યારે વીંટી લાવો, અહીં એક ભલો સોની છે તેને બતાવીએ!" મેં કહ્યું કે "સોનીને

અહીં બોલાવી લાવો તો મ્હોટી મહેરબાની." એટલે મોદી સોનીને બોલાવી લાવવા આતુરતાની સાથે ગયો.

થોડી વારમાં શા. કચરા પુંજા સોનીને લઇને આવ્યો અને તે ઘણોજ ભલો માણસ છે એમ કહી એણે તેને બેસાડ્યો. મેં આંગળીએથી વીંટી કહાડી સોનીને આપી. તેણે તેને ફેરવી ફેરવીને ખૂબ તપાસી અને બોલ્યો કે "સહેબ આ વીંટીમાં ઝાઝો માલ નથી." હું કબુલ કરૂંછું કે ઘસારો લાગ્યાથી એ વીંટીમાં ઝાઝો દમ રહ્યો ન હતો પણ સોનું ઘણું સારૂં હતું તેથી મેં એવી અટકળ બાંધી કે તે આસરે ૧૦-૧૨ રૂપીઆની ઠરશે. પણ કદાપિ એ વીંટી અફલાતુનની હત તોપણ સોની એના એટલા રૂપીઆ આપત નહિં. તેણે મને ખાત્રી કરી આપી કે વીંટી બીલકુલ ઘસાઇ ગઇ છે અને પોતાનું કહેવું ખરૂં છે એવું મારાં મનમાં ઠસાવવાને મોદી તરફ જોયું. મોદીને પોતાના જોડીદારના મતને પુષ્ટિ આપવાનાં પૂરતાં કારણ હતાં. બેદરકારી બતાવીને સોની બોલ્યો કે "કેમ સાહેબ તમે આ ઘસાઇ ગયલી વીંટીના શા દામ લેવા ધારોછો." એણે વીંટીનાં આગળથીજ જે વખાણ કર્યાં હતાં અને તેમાં કચરા શેઠ કે જેને હું સાલસ તથા સમજવાર ધારતો હતો તેણે ડોકી ધુણાવી હતી તે ઉપરથી તો મેં એ વીંટી મફત આપી દીધી હત; પણ મેં કહ્યું કે "હું સોનીનાં પ્રમાણિકપણાં ઉપર વિશ્વાસ રાખી એનેજ વીંટીની કિંમત આંકવાનું કહુંછું." આ સાંભળીને મોદી વધારે ઠાવકો થયો અને બોલ્યો કે "સાહેબ, તમે ધરમ વચ માં નાખ્યો એટલે હવે મારે કોઇનો પક્ષ ખેંચવો રહ્યો નહિં." સાચે તેણે કોઇનો પક્ષ ખેંચ્યો નહિં; કેમકે મારા કાકાએ મને એ વીંટી ૧૦-૧૫ રૂપીઆનીછે એમ કહ્યું હતું તે પ્રમાણે તેને ન આંકતાં એણે તેની ૩ રૂપીઆ પ્રમાણે કિંમત આંકી. હું શરમમાં પડ્યો અને જાણે એ રીતે સાટું કરવામાં જીતી ગયો હોઉં એમ મેં ૩ રૂપીઆ લઇ વીંટી સોનીને હવાલે કરી.

આ રીતે નફા પડતે મૂલે વીંટીના ખુડદા કરાવી કચરાશેઠ મને મુસાફરીમાં ગાંસડી ઉપાડવાને એક મજુર પકી અપાવવા લઇ ગયા. એ મજુર હું બીજે દિવસે જ્યાં મુકામ કરવાનો હતો તેજ

ગામે જવાનો હતો. તેની જોડે મજુરી પતી હમે પાછા ધર્મશાળા તરફ ચાલ્યા. રસ્તામાં કચરાશેઠે એ મજુરની ઉપજ નિપજ કહી મારૂં માથું પકવી નાંખ્યું. પીપળાનું પાંદડું કદાપિ હાલતું રહે પણ એ શેઠની જીભ હાલતી રહે એમ મને લાગ્યું નહિં. એટલામાં સારા દેખાવના અને મધ્યમ સ્થિતિના કોઈ માણસે શેઠને રામરામ કહી તેની સાથે વાત કરવા માંડી અને મને એના અસહ્ય કચકચાટમાંથી મૂકત કર્યો. મેં તે બન્નેને ત્યાંજ રહેવા દીધા અને તેમની વાતચિતમાં મને કશું લાગતું વળગતું નથી એમ ધારી હું આગળ ચાલ્યો.

મને ભૂખ સારી પેઠે લાગી હતી એટલે મેં ધર્મશાળામાં આવી લાકુ, દાળ ભાત વિગેરે રસોઈ બનાવવાનો વિચાર કીધો. હું એક ટંક ખાતો હતો અને મેં બારે જમણ કરવાનો વિચાર કર્યો તેનું કારણ એ કે એમ કરવાથી મને બીજા દિવસ સુધી આધાર રહે. શેઠાણી દુકાન ઉપર હતાં ત્યાં હું સીધું લેવા ગયો તે વેળા મેં એમને પ્રથમ દીઠાં. શેઠાણી સામળાં પણ રૂટડાં હતાં, અને બોલવે ચાલવે ચાલાક અને હસમુખાં હતાં.

"ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન"—ગામમાં મોદીની એકજ દુકાન હતી એટલે શેઠ તથા શેઠાણી ઘરાકોને ખૂબ ચીરતાં હતાં. હું પણ એકના બમણા આપી સીધું લઈ ધર્મશાળામાં આવ્યો; ન્હાઈ ધોઈ, રસોઈ કરી, થાળી પીરસીને પ્હેલોજ કોળિઓ મ્હોમાં મુકવાની તૈયારી કરૂંછું એટલામાં કચરાશેઠ અને એની પાછળ એને રસ્તામાં મળ્યો હતો તે માણસ એ બે આવી પહોંચ્યા. એ માણસની ખાંધ ઉપર અઢી હાથનું જાડું જનોઈ હતું અને તેણે એક ધોતિયું ઓઢયું હતું. એ દેખીતો પણ જરા રૂપાળો હતો અને એની વય ૩૦ વર્ષની હતી. તે આતુરતાથી મારી પાસે આવ્યો અને બોલ્યો "અહો, બાપસાહેબ ! તમે તો હમારા જ્ઞાતિભાઈ છો; તમારે હમારા મુકામ ઉપર આવવું હતું, ધર્મશાળામાં બ્હારોબ્હાર રહ્યા એ ઠીક કીધું નહિં; હું પણ ચિત્રોડો નાગરછું ને તમે પણ શેઠના કહેવા ઉપરથી એજ જ્ઞાતિના છો એમ જણાય છે. હું સવારનો કંઈ કામે ગયો હતો એટલે મેં હજી ખાધું નથી. માટે હવે રજા લઉંછું. હમારા

લાયક કામકાજ હોય તો બેલાશક કહેવું; કોઈ તરેહનો અંદેશો રાખવો નહિં; તમારી તો વાખ્યા ગામે ગામ પસરી છે. મને તો આ શેઠના કહેવાથી ખબર પડી કે મહાજ્ઞાનિ અને નાની વયમાં વિદ્વાનની પાયરીએ પ્હોંચ્યા છો તેજ લલિતભાઈ તમે ! બેશક, લલિતભાઇ, તમે તો વિદ્યાના ભંડાર છો; આ સૃષ્ટિનું ૧૫મું રત્ન છો. તમે હમારૂં ગામ પાવન કર્યું એથી મને બહુજ આનંદ થયો." હું તો એનાં વખાણ સાંભળી સ્તબ્ધજ બની ગયો અને કંઈ ભાન વગર બોલ્યો કે ભાઈ તમે ભુખ્યા છો; સ્હવારનું ખાધું નથી; માટે ન્હાઈ જમો; રસોઈ તૈયાર છે; મને પણ જમવાની મઝા પડશે. મારા મનને પછી તરત વિચાર સુઝ્યો કે લાડુનાં ફક્ત ૩ નંગછે તેમાંથી હમારૂં બેનું પૂરૂં કેમ થશે ! પણ એતો જમવાનું કહ્યાનીજ વાટ જોઈ રહ્યો હતો: કહ્યું એટલે લાગલોજ પાઘડી અને અંગવસ્ત્ર કોરણે મુકી શેઠને ત્યાંથી ધોયલું અબોટીયું લાવી ન્હાઈ ગયો, અને મારી પાસે આવી મને એવો ભેટ્યો કે હું તો ગુંગળાઈજ ગયો અને મારાથી થોડીવાર સુધી બોલાયું પણ નહિં. પછી મહા પ્રયત્ને એના બાથમાંથી વછુટીને હું બોલ્યો કે ભાઈ, મને ખબર નહોતી કે મારૂં નામ આ ગામમાં પણ મશહુર છે. એણે જવાબ દીધો "કેમ ? મશહુર શા વાસ્તે નહિં ? અહીંથી ફરતા પચાસ ગાઉની અંદર જે જે પ્રખ્યાત પુરૂષ છે તેની આ ગામમાં હમ એક નોંધ રાખીએ છઈએ; અને તેમાં વળી તમે તો મારા જ્ઞાતિભાઈ એટલે મારાથી અજાણ્યા હો એમ બનેજ કેમ ? પેલા કહેછે તે વાળી વાત; મોટું માણસ ઘણાને ઓળખે નહિં પણ મોટાં માણસને ઘણા ઓળખે. મને પાકી ખાત્રિછે કે સત્યુગ વિગેરે આગલા યુગોમાં મ્હોટા મ્હોટા ઋષિ થઈ ગયા તે જેમ એ સમયનાં ભૂષણ હતાં તેમ તમે કળિયુગનાં ભૂષણ છો." એટલું કહીને તે મને પાછો ભેટી પડ્યો તે જીવ જવાને જોખમે માહારે સહન કરવું પડ્યું. એના એટલા બધા આર્જવ જોઈને મારે એમ નક્કિ અટકળ બાંધવી જોઈતી હતી કે એ કોઈ રવડતો ટુકડા ખાઉ હશે કે જે બીજાનાં ખુબ વખાણ કરી, તેને ધુતી તેને પૈસે પોતાનું પાકું ભરેછે; પણ તરુણાવસ્થા તથા પતરા-

જને લીધે મ ઉલટોજ ક્યાસ કીધો: મ્હારાં વખાણનો કરનાર મને એવો તો પ્રતિષ્ઠિત જણાયો કે કંઈ કસરજ નહિં. પછી મેં એની થાળી પીરસી અને હમે બન્ને જમવા બેઠા. તે બોલ્યો "હું ખરાં અંતઃકરણથી કહું છું કે લલિતભાઈ! તમારો સમાગમ અનાયાસે થયો એતો મારા ગ્રહ પાધરા તેથીજ." એમ કહી જાણે ત્રણ દિવસ લાગ લગાટ નક્કોડા ખેંચ્યા હોય એવી રીતે એ ઝાપોટવા મંડ્યો. એના નાના કોળિઆ જોઈ મને લાગ્યું કે એક લાડુએ એનું પૂરૂં થનાર નથીજ અને મેં એની થાળીમાં બીજો લાડુ મુક્યો. તે પણ એ સપાટાની સાથે ચટ કરી ગયો, કેમકે એનામાં વાત કરવાની એવી સફાઈ હતી કે એ એકે કોળિયો ચુકતો નહિં તેમ મને ખુશ કરવામાં પણ પાછળ પડતો નહિં. પછી ખાઈ, પી, ધરાઈને એણે બજવેલા ફારસની, નીચે પ્રમાણે ભાષણ કરી, અંત આણ્યો:—

"લલિતભાઇ, તમે આજે મારી આંતરડી એવી ઠારી છે કે હું તમને એક અગત્યની શિખામણ દેવામાં મ્હારો ધર્મ સમજું છઉં. અત્યાર પછી ખુશામતથી ડરીને ચાલજો અને જેની જોડે તમારે ઓળખાણ પાળખાણ ન હોય તે માણસ સાથે સાવધાનીથી વર્તજો. તમને એવા ઘણા મળશે કે જેઓ તમારાં ભોળપણનો લાભ લઈ, "કીસીકે બેલ, કીસીકી ગાડી ઓર બંદેકી ટીચકારીયાં," એવા બેત કરી, પોતાનું ઓઝરૂં ભરશે, પણ ફરીને મૂર્ખ બની જહવાશો નહિં, અને તેઓ સોગન ખાઇ ખાઇને કહે તો પણ તમે "સૃષ્ટિનું પંદરમું રત્ન છો," એમ માની લેશો નહિં."

વીંટીનાં વેચાણથી ત્રણ રૂપીયા મળ્યા તેમાંથી એક રૂપીયો ખાધાખાઈમાં ખરચાયો અને એક રૂપીયો મજુરને આપવાનો હતો, એટલે વાસ્તવિક રીતે જુઓ તો મ્હારી પાસે સીલકમાં એકજ રૂપીયો રહ્યો.

મારો વિચાર એ હતો કે મજુર કરવાથી પોટલાંનો ભાર ઓછો થવાને લીધે મારાથી છુટે હાથે ઝડપથી ચલાશે તો હું સંઘને પકડી પાડીશ અને તેમાંનાં કોઈ પરોપકારી માણસને મારી હકીકત કહી તેની દયા ઉપજાવી મારે માટે ખાવા પીવાની ગોઠવણ કરીશ. એ

પ્રમાણે મેં તથા મજુરે પાછલી રાતના ચારં વાગ્યાને સુમારે ખડા બીડ્યા અને સંધ્યાકાળ પડવાની તૈયારીમાં હમે સંઘની સાથે થઈ ગયા. મજુરને પૈસા ચુકવી આપ્યા એટલે તે પોતાનાં ગામ તરફ વળ્યો. સંઘની પાછળ સામન સરંજામનાં ગાડાં હતાં, તેમાં ચાકર નફર બેઠેલા હતા. તેમને સંઘમાં કોણ કોણ છે એ વિગેરે બાબત ઉપર સવાલ પુછતાં, તેમનામાંનો એક પટેલીયો મને સીધો જવાબ ન દેતાં બોલ્યો કે "મહારાજ, અહીં કંઈ બ્રાહ્મણ વિદ્યા નહિં ચાલે સીધા સીધા તમારે રસ્તે ચાલ્યા જાઓ નહિં તો કંઈ ઝલાયા જશો". એવો જવાબ સાંભળી હું તો ગગળી જઈ પાછાં પગલાં ભરતો હતો એટલામાં સંઘમાંનો એક ગૃહસ્થ કે જે કંઈ કારણસર શિગ્રામ-માંથી હેઠે ઉતર્યો હતો તેણે ગડબડ થતી જોઈ, ત્યાં આવી મારા ચ્હેરા ઉપરથી હું કોઈ ઊચી જ્ઞાતિનો પણ દુઃખને લીધે કંગાળ સ્થિતિમાં આવી પડેલો માણસ છું એમ જાણી મને માયાળુ રીતે પોતાના પાસે બોલાવી મારી સઘળી હકીકત પોતાને કહેવાનું કહ્યું. મેં મારી હકીકતનું સારૂં અને સાચું બ્યાન આપ્યું તેથી એ પરોપ-કારિ ગૃહસ્થનું હ્રદય પીગળ્યું અને તેણે મને પોતાને સારૂં રસોઈ થાય તેમાંથી ખાવા પીવાની સોઈ કરી આપી. પણ એથી મને પૂરી નિરાંત થઈ નહિં કેમકે એ ગૃહસ્થ કંઈ કામ સારૂ એક માસ આગ્ર રહી પછી કાશી જવાના હતા; તથાપિ તેણે મને ઘણી આશા આપી અને હું તેમના સાથમાં દાખલ થઈ ગયો. વળી એક સામાનનાં ગાડામાં હું એકલો બેસું એવી જગા પણ એણે મને કરી આપી. એથી મેં તેમનો અત્યંત ઉપકાર માન્યો.

એ રીતે મુસાફરી કરતાં હમે કેટલેક દિવસે પહાડી મુલકમાં આવી પહોંચ્યા. એક ગામમાં રાતવાસો કરી હમે ત્યાંથી પાછલી રાતનાં પાછાં ગાડાં જોતર્યાં. આવતો મુકામ જરા દૂર હતો એટલે સીધાં સામનનાં ત્રણ ગાડાં આગળથી મોકલવામાં આવનાર હતાં. એ ત્રણ ગાડાંમાં મારૂં ગાડું પણ હતું. મન લાયક મુકામની જગા શોધી મુકવા શ્રીમંત મંડળીમાંના બે ગૃહસ્થ પણ મારાવાળાં ગાડાંમાં બેઠા અને હમે કૂચ કરવા માંડી. વળી પાસેના પર્વતમાં વાઘ

વાઘણુનો ભો હતો એટલે હમારી સાથે બે હથીઆરબંધ ભોમીયા રાખવામાં આવ્યા હતા તેમ હમે પણ હથીઆર બાંધીને બેઠા હતા.

ગામમાંથી નિકળી હમે પર્વતની પ્હોળી તલેટીની આસપાસની વાટ લીધી. એ પર્વતનું હીમથી ઢંકાયલું શિખર હમણાં ચંદ્રના સ્વચ્છ પ્રકાશથી ચળકાટ મારતું નહોતું કેમકે ધુમસ પુષ્કળ વરસી રહ્યો હતો. હમારા ભોમીયાએ ધુમસ વરસતો જોઈ ભયંકર વાવાઝોડું થશે એવી ધાસ્તિ બતાવી. હમને તરતજ માલમ પડી આવ્યું કે તેમનું કહેવું પાયાસર હતું. ગર્જનાના કડાકા થવા માંડ્યા અને પર્વતની ગુફાઓમાં તથા પગર્થીઓમાં તેમના પડઘા પડવા લાગ્યા. પછી ચમકતી વીજળીના ઝબુકા શરૂ થયા—ચમકારા પર ચમકારા—ઉપર, આસપાસ, હેઠે,જ્યાં જોઇએ ત્યાં અગ્નિનો સાગર દ્રષ્ટે પડતો હતો. તોફાન થતું જોઈ, ગાડાંમાં એક્કેકો ચાકર રાખી, ટાઢ તથા પવનનો સપાટો સહન ન થવાથી હમે એક ભોમીયાને લઇ થોડીવાર આશ્રય લેવા પાસેના ખડકની ગુફામાં જઈ બેઠા, એટલે બીજો ભોમીયો કોઈ વધારે નિર્ભય જગા ખોળી કાઢવાને દોડ્યો. થોડા સમય પછી તે પાછો આવ્યો અને તેણે હમને ખબર કરી કે તેણે પૂરતું રક્ષણ કરી શકે એવી એક ગુફા નજીકમાંજ શોધી કાઢી હતી. હમે તરતજ ત્યાં ગયા પણ તે ગુફામાં પેસતાં હમને ઘણી કઠાવટ પડી.

વાવંટોળ જરા તરા સમ્યો એટલે આગળ પ્રવાસ કરી શકાય એમ છે કે નહિં તે નક્કિ કરવાને હમારા ભોમીયાએ ગુફામાંથી બ્હાર નિકળવાની હામ બીડી. હમે જે ગુફામાં આશ્રય લીધો હતો તેમાં એટલો બધો અંધકાર વ્યાપી રહ્યો હતો કે તેનાં બારણાંની અંદરના ભાગમાં તીલમાત્ર સુઝતું નહોતું; અને ભોમીયા પાછા આવ્યા તે પહેલાં હમે તે જગા છોડવાની મસલત કરતા હતા એવામાં ગુફાને પેલ છેડેથી એકાએક શોકાતુર ઘુઘવાટો હમારે કાને પડ્યો અને હમારો લક્ષ તતક્ષણ તે તરફ ગયો. એ ઘુઘવાટો સાંભળીને હું અને રામરાય ચિંતાતુર થયા, પણ હમારો

હિમ્મતવાન અને અવિચારી સોબતી લક્ષ્મણરાય એક ભોમી- આને સાથે રાખી, હાથ મુકી મુકી તથા ઘુંટણીયાં ટેકી ટેકી જ્યાંથી એ શોકાતુર ધ્વનિ નીકળતો સંભળાયો તે ઊંચી જગા તરફ ભીડ્યો.

લક્ષ્મણરાય અને તેની સાથેનો ભોમીયો ગુફામાં ઝાઝા આગળ વધ્યા તો નહીં હોય તે પહેલાં હમે તેમને આશ્ચર્યજનક પોકાર ઉઠાવતા સાંભળ્યા; અને તેઓમાંનો દરેક જણ પોતાના હાથમાં બીલાડી જેવડું, તરેહવાર ચટાપટાવાળું, મ્હોટા અણીદાર દાંતવાળું, અને બલિષ્ટ જાનવર લઈ હમારી પાસે આવ્યો. એ જાનવરની આંખ લીલા રંગની હતી, એમના પગ ઉપર મજબુત પંઝા હતા અને એમનાં મ્હોની બ્હાર રક્તવર્ણી જીભ લસલસી રહી હતી. રામરાયે એમનાં સામું જોયું ન જોયું અને ગભરાટમાં કહ્યું કે "અરે, આપણે આવી ફસ્યા છીએ તે ગુફામાં તો"—એટલામાં બીજો ભોમીયો કે જે હમારાભણી શ્વાસભેર દોડતો આવ્યો તે શો- કાતુર સાદે બોલ્યો કે—"વાઘ છે! વાઘ છે!" એમ સાંભળવાની સાથેજ હમે અસાધારણ ત્વરાની સાથે ગુફાનાં મ્હો આગળ એક દેવદારનું ઝાડ હતું તે ઉપર ચઢી જઈ તેનાં ડાળાંની અંદર છુપાઈ બેઠા.

ભય અને વિસ્મય કે જેથી હું ક્ષણવાર ગતિહીન થઈ ગયો તેનો પહેલો ઉભરો સમી ગયા પછી મેં મારાં શસ્ત્ર સંભાળ્યાં. રામરાય કે જેનું ચિત્ત મારા કરતાં વ્હેલું સ્થિર થયું હતું તેણે ગુફાનાં બારાં આગળ એક મ્હોટી શીલા પડેલી જોઈ અને તેણેવતી ગુફાનું મ્હો બંધ કરી લેવા એણે હમને સત્વર બોલાવ્યા. હમે ઝાડ ઉપરથી ઉતરી ત્યાં ગયા અને ભયને લીધે હમારામાં વધારે જોર આવ્યું હતું તેથી હમે એ શીલાવડે ગુફાનું મ્હો બંધ કરી તેની અંદર રહ્યા. હમે ફરીને વાઘનો સ્પષ્ટ ઘુઘવાટો સાંભળ્યો. હમે ગુફાનું મ્હો શી- લાવડે બંધ કરી રહ્યા તે પેહેલાં જો એ ત્યાં આવી પ્હોંચ્યો હત તો હમને બધાને ફાડી ખાત. શીલા ઉભી કરતી વેળા હમે વાઘને હમારા ભણી ફાળ ભરતો પ્રત્યક્ષ જોયો. તેણે શીલા અને ગુફા

વચ્ચે જે જરા તરા ઉઘાડબારૂં રહ્યું હતું તેમાંથી વાંકા વળી અંદર આવવાને ભારે પ્રયત્ન કીધું; પણ શીલા ઘણી ભારે હતી તેથી તેણે બહુ ફાંફાં માર્યાં. તથાપિ તે અંદર પેશી શક્યો નહિં. હમે ઉઘાડબારાંમાંથી એ બલિષ્ટ પ્રાણિની ચળકતી આંખ જોઈ અને એની ભયંકર ગર્જનાથી હમારા કાન બ્હેર મારી ગયા. વળી એવી ગર્જનાનો પ્રત્યુત્તર દેતાં હોય તેમ એનાં બચ્ચાં અંદરથી ઘુઘવાટો કરી રહ્યાં હતાં. હમારા વિકાળ વેરિએ પ્રથમ તો પોતાના બળવાન પંઝાવડે શિલાને ખસેડી નાંખવાનું અને પછી તેને હચમચાવી દેવાનું પુષ્કળ પ્રયત્ન કીધું. પણ જ્યારે એ પ્રયત્નમાં તે ફાવ્યો નહિં ત્યારે એનો મીજાસ વધારે વંઠ્યો; એણે ભયાનક તથા હૃદયભેદક ચીસ પાડી અને એની આંખમાંથી એવી તો અગ્નિની જ્વાળા નીકળવા માંડી કે હમારા અંધકારના ભરેલા આશ્રય-સ્થાનમાં પણ તેનો પ્રકાશ પડી રહ્યો.

હંમેશની ટેવ પ્રમાણે સ્થિરતા રાખી રામરાય બોલ્યા કે "હવે એના ઉપર ગોળી બ્હાર કરવાનો ખરો સમય છે. એની આંખ ઉપર નિશાન તાકો એટલે ગોળી એનું મસ્તક ભેદીને આગળ ચાલી જશે; એમ કરશો તોજ આપણે એના સપાટ્રામાંથી બચીશું".

એ રીતનું રામરાયનું બોલવું સાંભળી એક ભોમીયાએ પોતાની બંધુક લીધી અને લક્ષ્મણરાયે પોતાની પીસ્તોલ તૈયાર કરી. બન્ને જણે એકિ ક્ષણે ઘોડા ચ્હડાવ્યા—બ્હાર કર્યા—પણ વાઘને સચોટ ગોળી લાગી નહીં. બંધુક અને પિસ્તોલ ફોડતાં ચમકારો થયો તેથી વાઘે જાણ્યું કે પોતાના ઉપર હુમલો થાય છે; પણ તેને કંઈ ઈજા થઈ નહોતી તેથી તેણે ગુફાનાં મ્હો આગળથી પાછી પાની કરી નહિં. ઈજા ન થઈ તેનું કારણ એ કે બંધુક તથા પિસ્તોલ બન્નેમાં ભીનો દારૂ હતો.

રામરાય બોલ્યા "હવે આપણા ખરેખરા બાર વાગ્યા! હવે આપણે બેમાંથી એક રસ્તો પસંદ કરવાનો છે; કાંતો આપણે આ બે બચ્ચાં કે જે આપણી સાથેજ કેદમાં છે તે સુદ્ધાં ક્ષુધાથી મરણ પામવું કે કાંતો આપણે આપણાં લોહીના તરસ્યા રાક્ષસને અંદર

ઘુસવાને બારૂં ઉઘાડું કરવું અને બધી વાતનો જલદીથી નિ-વેડો આણવો ?! "

એટલું કહી રામરાય રક્ષકાર શિલાની લગોલગ જઈને ઉભા અને વાઘની વિજળીની પેઠે ઝબુકા મારતી આંખ સામું એકિ નજરે નિર્ભયપણે જોઈ રહ્યા. લક્ષ્મણરાય તો લવારાજ કરવા મંડ્યા પણ એની સાથેનો ભોમીઓ પોતાના ગુંજામાંથી મજબુત દોરીનો કકડો કાઢીને ગુફાને પેલે છેડે ગયો. ત્યાં જવામાં એનો કેવો હેતુ હતો તેની હમને કોઈને ખબર પડી નહીં, પણ તરતજ હમારે કાને ધીમો, ગુંગળાતો, શોકાતુર ઘુઘવાટો પડ્યો. એ ઘુઘવાટો વાઘે પણ સાંભળ્યો અને તેને પ્રથમનાં કરતાં વધારે અકંપો અને ક્રોધ ઉપજ્યો. તેનો મીજાસ ખુબજ તપી ગયો અને તેણે ગુફાનાં મ્હો આગળ આમથી તેમ અને તેમથી આમ એમ ઘણાં ચક્કર માર્યા; થોડીવાર પછી તે શાંત થઈને ઉભો રહ્યો પછી પોતાનું ડોકું અરણ્યની એક બાજુ તરફ લાંબુ કરીને તે કાન બ્હેર મારી જાય એવા અતિ ભયાનક ઘુઘવાટા સહિત એકાએક ગાજી ઉઠ્યો.

હમારા બે ભોમીઆએ એ લાગ સાધીને તેના ઉપર કેટલાં-એક તીર છોડ્યાં. એ તીર એને સચોટ લાગ્યાં તો ખરાં પણ ઘણાં હલકાં હોવાને લીધે એની જાડી ચામડીને કંઈ ઇજા નકરતાં પાછાં ઉછળીને પડ્યાં. આખરે એક તીર એની આંખના ખુણામાં પેસી ગયું. હવે એ ઘણોજ વિકાળ બની ગયો, એણે શિલા તરફ છલંગ મારી અને તેની બાજુએ જે દેવદારનું ઝાડ હતું તેનાં એ પોતાના પંઝાવડે મોટાં મોટાં ગાપચાં કાઢવા મંડ્યો. છેવટ એમ કરતાં કરતાં તીર એની આંખના ખુણામાંથી નીકળી ગયું એટલે એનો મીજાસ જરા ઠંડો પડ્યો અને એ પહેલાંની પેઠે પાછો ગુફાની સામાં આ-વીને બેઠો.

ભોમીઓ હવે ગુફાને સામે છેડેથી હમારી પાસે આવ્યો અને એના ભણી જોતાં ને વારજ ત્યાં એ શું કરવા ગયો હતો તેની હમને ખબર પડી. એના એકેકા હાથમાં એકેક દોરીને છેડેથી લટકતાં

પેલાં બે વાઘનાં બચ્ચાં માલમ પડ્યાં. એણે તેમને ફાંસો દીધો હતો અને હમને કંઈ કહ્યાકહાવ્યા વગર હમે જાણ્યું તે પ્હેલાંતો અવિચારિ લક્ષ્મણરાયે તેમને ઉઘાડ બારાંમાંથી વાઘના મ્હો આગળ ફેંકી દીધાં. તેમને જોયાંકે વાઘ લાગલોજ આતુરતાથી નીહાળી રહ્યો અને તેમને સાવધાનીથી એક બાજુથી બીજી બાજુએ ફેરવી ફેરવીને બારીકીથી તપાસવા લાગ્યો. તેમનામાં જીવ રહ્યો નથી એવું માલમ પડતાંજ એણે શોકની એવી તો હૃદયભેદક ચીસ પાડી કે હમને હમારા કાન હમારા હાથવડે ઢાંકવાની ફરજ પડી.

વા વાઝોડું નરમ પડવાને લીધે હવે ગર્જનાના કડાકા બંધ પડ્યા અને પવનના ઝપાટાને બદલે તેની મંદમંદ સુખકર લહેરો આવવા લાગી; પાસેની કુંજોમાંથી પક્ષીના મધુર કલ પાછા કાને પડવા માંડ્યા અને વૃક્ષોનાં પર્ણમાંથી ટપકતાં વરસાદનાં બિંદુમાં સૂર્યનાં કીરણ ચળકવા લાગ્યાં. થોડીવાર ઉપર થયલાં તત્વોનાં ભયાનક યુદ્ધ પછી સૃષ્ટિ પાછી કેવી સુંદર થતી જતી હતી તે હમને બાકોરાંમાંથી માલમ પડ્યું પણ સૃષ્ટિની સ્થિતિમાં ફેરફાર થવાને લીધે હમારી દશા વધારે ભય ભરેલી થઈ. હમે એક જાતની ઘોરમાં હતા કે જેમાંથી છુટકારો થવો મુશ્કેલ હતો કેમકે પુરાણોમાં કથેલા રાક્ષસો કરતાં પણ વધારે વિકાળ રાક્ષસ હમારા ઉપર જાગૃત થઈ ટાંપી રહ્યો હતો. વાઘ પોતાનાં બચ્ચાં આગળ બેઠેલો હતો; તે ઘણો સુંદર, મ્હોટા કદનો અને મહા બળવાન જણાતો હતો. એના અવયવો કે જે એણે તેમની પૂરેપૂરી લંબાઇમાં વિસ્તાર્યા હતા તે એની સ્નાયુની ભારે શક્તિ દાખવતા હતા. એની લાલગુલાલ જેવી લળકતી જીભ બ્હાર દેખાય એ રીતે એના મ્હોટા દાંતની બે કતાર એક બીજીથી વેગળી રહી હતી; અને એની જીભમાંથી ધોળાં ફીણનાં મોટાં ટીપાં પડતાં હતાં. અમુક અંતરે બેત્રણ ઘુઘવાટા સાંભળતાંજ વાઘ તતક્ષણ ઉઠી ઉભો થયો અને એણે તેનો શોકાતુર ગર્જના કરી ઉત્તર વાળ્યો. તેજ ક્ષણે હમારા ભોમીઆઓએ ચીસ પાડી અને તે ઉપરથી હમને સાફ માલમ પડ્યું કે કોઈ બીજી આપત્તિ પણ હમારા ઉપર ઝુમી રહી હતી. થોડીવારમાં હમારી અતિ ભારે

ધાસ્તિનું કારણ પાયાસર જણાયું, કેમકે મ્હેલાનાં કરતાં જરા નાનો એવો બીજો વાઘ સત્વર ગુફા આગળ આવી ઉભો રહ્યો.

અત્યાર સુધીમાં હમે જે ભયાનક અવાજ સાંભળ્યા હતા તે વાઘેણે પોતાનાં બચ્ચાંનાં શરીર તપાસી જે બરાડો નાંખી તેના આગળ કંઈજ વિસાતના ઠર્યા નહીં. વાઘ પણ તેની સાથે શોકાતુર બરાડા નાંખવામાં સામેલ થઈ ગયો. થોડીવાર પછી તેઓનો ધુઘવાટ ખોખરા અવાજમાં સમી ગયો અને વાઘેણે પોતાનું માથું બહાર કાઢી પોતાનાં પ્હોળાં નસકોરાં કે જેમાંથી વરાળના ગોટેગોટ નીકળતા હતા તે ફુલાવવા માંડ્યાં એટલે જાણે તેણે પોતાનાં બચ્ચાંના મારનારને એકદમ ખોળી કાઢવાનો નિશ્ચય કર્યો હોય એવી તે હમને જણાઈ. તેની નજર તરતજ હમારા ઉપર પડી અને ગુફામાં પેસી જવાની ધારણાથી તેણે તે તરફ ફાળ મારી. કદાચ પોતાનાં ભારે બળે કરીને એ શિલા એસવી નાંખવાને તે સમર્થ થઈ હત પણ હમે તેને અંદરથી હમારાં એકઠાં બળથી ઝાલી રહ્યા હતા એટલે તેનું કંઈ ફાવ્યું નહીં. જ્યારે તેને પોતાનાં સઘળાં પ્રયત્ન નિષ્ફળ જતાં માલમ પડ્યાં ત્યારે વાઘ કે જે બચ્ચાં પાસે લાંબો પડ્યો હતો તેની પાસે તે ગઈ એટલે એ ઉઠ્યો અને તેની સાથે બરાડા નાંખવા લાગ્યો. જાણે તેઓ કંઈ મસલત કરતાં હોય એમ થોડીકવાર પાસે પાસે ઉભાં રહ્યાં અને પછી એકદમ ઉતાવળી ચાલે ચાલ્યાં ગયાં. તેઓ હમારી દૃષ્ટિ આગળથી દૂર થયાં પણ તેમનો ધુઘવાટ થોડીવાર સુધી જરાજરા સંભળાયાં કીધો અને પછી કેવળ બંધ પડ્યો.

હવે હમારા ભોમીઆઓએ હમને એકદમ પોબારા ગણી બચવાનો આ સંભવિત સમય ઝડપી લેવાનું કહ્યું; કેમ જે વાઘ અને વાઘેણ માત્ર ગુફામાં પેસવાનો બીજો રસ્તો કે જે તેમને નિઃશંક જાણીતો હશેજ તે ખોળવાને પર્વતની પેલી બાજુએ ગયાં હતાં. અતિશય ઉતાવળથી એકઠું બળ વાપરીને હમે શિલાને એક બાજુએ ખસેડી દીધી અને એ ગુફા કે જેને હમે જીવતી ઘોર જેવી ગણતા હતા તેમાંથી બહાર નીકળી પડ્યા. નીકળતી વેળા હમે ફરીને એકવાર ઘણે આઘે વાઘ-વાઘેણની ગર્જના સાંભળી અને એક તરફ

પગથી હતી ત્યાં હમારા ભોમીયાંની પાછળ ઉતાવળા જઈ ચઢ્યા; પણ વાવંટોળ થવાથી માર્ગમાં વૃક્ષનાં થડ તેમજ ડાળાં વેરાતાં પડ્યાં હતાં તેને લીધે હમે જલદીથી નાસી શક્યા નહી.

આ હાલતમાં આસરે પા કલાક સુધી ચાલ્યા પછી હમને માલમ પડ્યું કે હમારો રસ્તો એક મોટી કરાડીવાળી ટેકરીની કોરણ ઉપર થઈને ફંટાતો હતો. હમે તે ટેકરી ઉપર ચડવા માંડ્યું એવામાં ભોમીઆ કે જે હમારાથી આગળ ચાલતા હતા તેમણે અકસ્માત ચીસ પાડી હમને જાણ કરી કે વાઘ તથા વાઘણ હમારી પૂંઠે પડ્યાં છે. નિરાશાનાં છેલ્લાં પ્રયત્નથી ઉશ્કેરાઈને, માર્ગમાં કેટલાએક પાણીના ભરેલા ખાડા હતા તેમાંના એક ભણી હમે ધસ્યા. કરાડી ઉપર ભરૂનો એક પુલ હતો; ભોમીયા કે જેમને તે જંગલોમાં ફરવાહરવાનો મ્હાવરો પડી ગયો હતો તેઓ હલકે પગે પુલને પસાર કરી ગયા. પુલની નીચે અથાગ પાણીનું ઝરણ જોરભેર વહી રહ્યું હતું અને ખડકનાં હજારો અણીવાળાં અને દાંતાવાળાં ગચીયાં ચારે બાજુએ ઝુમી રહી નાશનો ભય દેતાં હતાં.

લક્ષ્મણરાય અને હું ભોમીયાની પાછળ પાછળ એ કરાડી સહી સલામત ઉતરી ગયા પણ રામરાય પોતાનો પગ દૃઢ રાખવાનું યત્ન કરતા હજી હાલતા પુલના મધ્ય ભાગમાં હતા. એવામાં પાસેની ઝાડીમાંથી વાઘ તથા વાઘેણ નીકળી આવતાં દેખાયાં; અને હમે એમની દૃષ્ટિએ પડ્યા એટલે તો તેઓ તરતજ હમારા ભણી ભયાનક ગર્જના કરતાં અને છલંગ મારતાં ધસ્યાં. એ અરસામાં રામરાય પુલ પસાર કરી રેહેવા આવ્યા હતા અને લક્ષ્મણરાય કે જે એમને પુલ ઉપરથી હેઠે ઉતરવામાં સહાયતા આપવાને હેઠે રહ્યા હતા તેમના શિવાય હમે બધા ખડકવાળી ટેકરી ઉપર ચડી ગયા હતા. પેલાં વિકાળ પ્રાણિ પોતાની લગોલગ આવી પ્હોંચ્યાં હતાં તો પણ રામરાય હિમ્મત હાર્યા નહીં તથા એમની સમયસુચકતા ગઈ નહી. ટેકરીની કોરણની લગભગ જતાંજ તે ધુંટણ ઉપર ઉભા અને જે ભુપનો વડે પુલ ખડક સાથે વળગી રહ્યો હતો તે તેમણે પોતાની તરવાર વડે જુદાં કરી દીધાં.

રામરાયને એવી આશા હતી કે આ રીતે હમારી પૂઠે પડેલાં ભયંકર પ્રાણિનો રસ્તો બંધ થશે, પણ એમ ધારવામાં એમની ભુલ હતી કેમ જે એ પોતાનું કામ પૂરૂં કરી રહ્યા નહીં એટલામાં એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં વાઘેણ ખો ભણી ફાળભેર ધસી આવી અને તેણે તે કુદી જવાનું પ્રયત્ન કીધું. આવાં બલિષ્ટ પ્રાણિને એક પલકવાર, અથાગ પાણીથી ભરપૂર ખાડા ઉપર અધર ટંગાઈ રહેલું જોવું એ ઘણું ત્રાસદાયક હતું પણ એ દેખાવ વિજળીના ઝબકારાની પેઠે અલોપ થઈ ગયો. એટલું લંબાણ કુદી જવા જેટલું વાઘેણમાં જોમ નહતું; તે ખોમાં પડી અને દાંતાવાળા ખડકની અણીઓમાં ભોંકાઈ ભોંકાઈ તેનાં શરીરનાં હજારો ફરચાડીયાં થઈ રહ્યાં. વાઘેણની દુર્દશા જોઈ એના સોબતીને લેશમાત્ર નિરાશા થઈ નહીં. લાંબી છલંગ મારી તે લાગલોજ તેની પાછળ ધસ્યો, પણ ટેકરીની કોરણ ઉપર માત્ર તેના આગલા પંઝાજ પડ્યા અને તેણે વતી પક્કો પાયો મેળવવાને તે ટેકરીની કોરણને વળગી રહ્યો. હવે ઉગરવાનું કંઈજ બાકી રહ્યું નથી એમ સુચવવાને ભોમિયાઓએ પાછી કારમી ચીસ પાડી.

પણ રામરાય કે જે ટેકરીની કોરણની નજીક સહુથી આગળ ઉભા હતા તે વાઘ ભણી હિમ્મત ધરી ધસ્યા અને તેમણે એની છાતીમાં પોતાની તરવાર ઘોંચી ઘાલી. આ ઉપરથી અત્યંત ક્રોધ આણી, પોતાના પાછલા પગમાંનો એક ભારે યત્નથી ટેકરીની કોરણ ઉપર ટેકવીને વાઘે રામરાયને ઝાંઘમાંથી ઝાલ્યા. તેમણે હજી પણ હિમ્મત મુકી દીધી નહીં અને પોતાને દ્રઢ ઉભાં રેહેવાનો આધાર મળે એટલા માટે એક ઝાડનું થડ ડાબે હાથે ઝાલ્યું અને જમણા હાથ વડે જે તરવાર હજી વાઘની છાતીમાંજ હતી તેની મૂઠ ઝાલીને તે એમાં ખૂબ જોરથી ફેરવી. ભોમીયા તથા હું એમને સહાયતા આપવાને ઉતરતા હતા પણ એટલામાં લક્ષ્મણરાય કે જે એમની નજીકમાંજ ઉભા હતા તેમણે પોતાની બંધુકના કુંદાવડે વાઘનાં મગજ ઉપર એવા તો સખત ઘા કર્યા કે તેથી તેના પગનો ટેકો વછુટી જવાને લીધે તે અચેત અને નિરપાય થઈ ત-

અમર ખાઈ, હેઠેના અથાગ ખાડામાં પડી મુઓ. એ રીતે વાઘ અને વાઘેણ માર્યાં ગયાં એટલે જે સર્વ શક્તિમાન ઈશ્વરે હમારા ઉપર એર ગુજારી તેની સ્તુતી કરી અને તેનો ભારે આભાર માની હમે જ્યાં ગાડાં છોડયાં હતાં તે જગાએ જવાને તૈયાર થયા. ભોમીઆઓનાં ઘર પાસે હતાં તેથી તેમણે તે પાવન કરવાની હમારી વિનંતિ કીધી અને હમને ત્યાં લઇ ગયા. હમણાં સવારના આસરે સાત વાગ્યા હતા. ભોમીયા ચોખ્ખું પાણી ભરી લાવ્યા એટલે હમે દાતણ પાણી કરી લીધાં. પછી રામરાયની પાસે પાનસોપારીનો વાટવો હતો તે લઇને હું તથા લક્ષ્મણરાય બીડી વાળવા બેઠા. બીડી વાળતાં વાળતાં મેં લક્ષ્મણરાયને પુછયું કે "ભાઈ! આ લોકો આવાં વાઘ વરૂનાં ભોવાળાં જંગલની નજીક સુખે કેમ રહી શકતાં હશે!" એટલામાં હમારા બે ભોમીયામાંના એકની સ્ત્રી કે જે ત્યાં બેઠી હતી તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં અને તે ગદગદિત કંઠે બોલી કે "મા બાપ! ક્યાં જઇયે ઘરબાર એતીવાડી વિગેરે મુકીને ક્યાં જઇયે? બાકી આ જગા તો હમને ખાવા ધાય છે. મારૂં એક નાનું રૂપાળું છોકરૂં પાસેના પર્વતમાં એક ક્રૂર ગીધ રહેછે તે ઘેટું જાણીને છ મહિના ઉપરજ લઇ ગયું. એ ગીધ પોતાના ભક્ષને સારૂ આઘે જતું નથી, પણ ઊંચા ખડક ઉપર બેસીને ટાંપી રહી હમારાં ઘેટાં પર્વતની તળેટી આગળ ચરતાં હોય છે તેમાંથી એકલ દોકલ ભટકતાં ઘેટાંનાં બચ્ચાંનો ભોગ લે છે. એક દિવસ સુંદર પ્રભાતે સૂર્યોદય થઈ રહ્યો હતો અને મારાં છોકરાં મેદાન ઉપર હરિયાળિમાં રમતાં હતાં એટલામાં તેઓના તરફથી તેઓ કંઈ ભારે ભયમાં આવી પડયાં હોય એવી ભયાનક અને શોકાતુર ચીસ મારે કાને પડી,-ઈશ્વર પાસે હું હાથ જોડી એટલું માગી લઊં છું કે મને એવી કારમી ચીસ સાંભળવાનો દહાડો ફરી કદી મળશો નહિં, હું ઝુંપડામાંથી ત્યાં જવાને બ્હાર નીકળી પણ મારાં છોકરાં હેબકનાં માર્યાં હજી ચીસા ચીસ પાડી રહ્યાં હતાં તે સાંભળીને હું તો બ્હાવરી બની ગઈ, અને જોઉંછું તો મારૂં સહુથી નાનું, વ્હાલું, લાડકું, સુંદર છોકરૂંજ ત્યાં મળે નહીં! શોધ કરતાં આસપાસ

તો કંઇજ પત્તો લાગ્યો નહીં પણ આકાશમાં કંઈ ધીમે ધીમે ઉડતું મારી નજરે પડયું. વળી તેના ભણીથી જરા જરા ચીસોટી સંભળાતી હતી તે ઉપરથી મેં એવું નક્કિ કર્યું કે મારૂં લાડકું છોકરૂં પર્વતનાં ગીધનો ભક્ષ થઈ પડયું છે.

માબાપ! હમારી પાડોશમાં એક બાઈ રહેછે તેનું પણ બીચારીનું ન્હાનુંજ છોકરૂં એ ગીધ લઈ ગયું છે. એ બાઇને પહેલાં બે છોકરાં જોડે આવ્યાં હતાં. તે બન્ને બાળક બહુજ સુંદર હતાં; પણ જ્યારે તેઓ ૩-૪ વર્ષનાં થયા પછી તેઓની માના ખોળામાં સુઈ જતાં ત્યારે તેમની સુંદરતા કેવી શોકદાયક થઈ પડતી! તેમની મા તેમને નિહાળીને જોતી અને તેનાં નેત્રમાંથી ડળક ડળક આંસુ ઢળકતાં; તે વળી રહી રહીને જોતી અને વળી અશ્રુપાત કરતી; કેમકે કુદરતે પોતાનું કામ અડધું બજાવ્યું હતું; તેણે સાવકી માની પેઠે પોતાની ઉંચામાં ઉંચી બક્ષીસ તે બચ્ચાંને આપી ન હતી. તેણે એક બાળકને વાચા શક્તિ અને બીજાં બાળકને વિવેકબુદ્ધિ આપી નહોતી. પરંતુ અંતે સાત વર્ષ, ઉદાસીનાં આખાં સાત વર્ષ, વહી ગયા પછી એ બાઇને પેટ ત્રીજું બાળક અવતર્યું; તે પણ તેમના જેટલું બલકે તેમનાં કરતાં પણ વધારે સુંદર હતું. જ્યાં સુધી તેનામાં વિવેકબુદ્ધિનો ઉદય થયો ન હતો અને વાચા શક્તિ આવી ન હતી ત્યાં સુધી તે કેવી ચિંતાતુર દેખાતી હતી! પણ જ્યારે કુદરતે તેને એ બન્ને બક્ષીસો આપી ત્યારે તેની માએ શાન્ત ચિત્તે અતિ આનંદ સહિત પ્રભુની પ્રાર્થના કરી તેનો પુષ્કળ પાડ માન્યો.

તેનાં ઝુંપડાંની બાજુએ એક ટેકરી હતી અને તેની પાસે એક તળાવ હતું. એ બાઇનાં ત્રણે છોકરાં—પોતાનાં ગરીબ માબાપની તંગિ વિષે અજ્ઞાન એવા ત્રણે બાળ—તળાવની પાળ ઉપર કુદતાં અને તેમાં ન્હાના ન્હાના કાંકરા નાખી તેના ધબકારા થતા એટલે સામટો કલ્લોલ કરી મુકતાં. પણ અમુક વખત સુધી રમીને તેઓ ઘેર પાછા આવતા. તે વેળા બંને મ્હોટા બાઈ પોતાના

નાના ભાઇને વ્હાલ અને સંભાળથી ઉચકી ઉચકીને અને ઝાલી ઝાલીને ચલાવી લાવતા.

એક વાર (હું જાણું છું કે એ વાતને આજ એક વરસ થયું હશે,) ત્રણે ભાઈ રોજના ધારા પ્રમાણે રમવા ગયા હતા ત્યાંથી ઘેર પાછા આવ્યા નહીં એટલે એમની માને ઘણી ચટપટી થઈ; તેણે પોતાનાં છોકરાંની ખોળ કરી પણ તે તેને આડોશ પાડોશમાં સાંપડ્યાં નહિ; અને જ્યારે ટેકરી આગળ જોવા જતાં જડયાં ત્યારે નાનું છોકરૂં ક્યાં હતું? બાઇએ બીચારી એ બહુ વલોપાત કર્યો પણ પેલા બે ભાઈ, એક મુગો અને બીજો ગાંડો, શો ઉત્તર દે! તો પણ ઉદાસીની ઘેલછામાં સરત ભુલ થઈ જવાથી તેણીએ તેમને પુછ્યાંજ કીધું. ગીધ પક્ષી ઉડયું તે વખતે જેવી ભયંકર ચીસ સંભળાઈ હતી તેવી ચીસ પાડીને પેલા ઘેલા છોકરાએ આકાશ તરફ નજર કરી અને જાણે કોઈ પૃથ્વિમાંથી આકાશમાં ઉડી ગયલી વસ્તુ પાછળ પોતાને જવાનું મન હોય એમ તે કુદયો, ખડખડ હસી પડયો અને વળી પાછો કુદયો. બીજો ભાઈ, કે જેનાથી બોલાનું કે સંભળાવું ન હતું, જેનાં મનને દિનપર દિન સઘળી વસ્તુ ઘોર જેવી શાન્ત થતી જતી હતી, જે પક્ષીના રાગથી, પાણિના અવાજથી તેમજ પોતાની માનાં હાલરડાંનાં ગીતના, મધુર લ્હેરમાં આંખ મીચાવી દે એવા, સૂરથી સરખી રીતે અજાણ હતો, જેનો પ્રત્યેક હાવભાવ તથા દેખાવ હૃદય ભેદક હતો, તે જાણે આશ્રય માગતો હોય એમ પોતાની માનાં વસ્ત્રની ઘડીમાં લપટાઈ ગયો અને ભય તથા શોકથી ગભરાઈ જઇ મ્હોં ઢાંકીને રડી પડ્યો. એ જોઇને તરતજ બાઇનાં મનમાં ભયાનક વિચાર આવ્યો કે કોઇ નિર્દોષ બાળકનાં રૂધીરના તરસ્યાં શિકારી પક્ષીએ એનો ભોગ લીધો હશે; એમજ હોવું જોઇએ!, અને હતું પણ તેમજ. એ ગીધ કે જે એવાં ક્રૂર કામ કરવામાં પેધું પડી ગયું હતું અને એક નફ્ફટ જુલમી રાજા જેવું બની ગયું હતું તે માત્ર તે ટેકરી પરથીજ શિકાર લઈ જતું હતું એમ ન હતું પણ આસપાસની પ્રત્યેક ખીણમાંથી પણ શિકાર કરી જતું હતું. તે ગીધ એ છોકરાંને લઇને ઉડી ગયું હતું.

મા બાપ, શું કરીએ? હમે ગામ વાળાઓએ સરકારને અરજી કરી પણ વહીવટદાર કંઈ માનતા મુકયા વિના હમારૂં સાંભળતા નથી. એ ગીધ તો હરેક ઉપાયે સરકાર તરફથી મારી નાંખવામાં આવે એવો કાંઇ બંદોબસ્ત કરી આપો તો બહુ સુખ થાય." પછી હમે પાન સોપારી ખાઇ ત્યાંથી ઉઠયા. ઉઠતી વખત રામરાયે ભોમીયાનાં છોકરાંના હાથમાં એકેક રૂપીયો મુકયો અને તેની સ્ત્રીને એવો દીલાસો દીધો કે, "બાઇ, ગઈ ગુજરીનો કલ્પાંત કરશો નહિં; હું વહીવટદારને પત્ર લખીશ." એ વચન રામરાયે પાળ્યું. હમે બધાએ હમારાં ગાડાં છુટયાં હતાં ત્યાં આવી તેમાંથી કાચું કોરૂં ભાથું કહાડી નાસ્તો કરી લીધો. એટલામાં જે મંડળિ પાછળથી આવવાની હતી તે પણ આવી પ્હોંચી અને હમે રસ્તે પડયા. થોડી એક મજલ કાપ્યા પછી એક ગામ આવ્યું ત્યાં હમે મુકામ કીધો."

પ્રવાસમાં વા વંટોળ વિગેરે સૃષ્ટિના ભવ્ય ચમત્કાર જોઇને લલિતે પોતાનાં મન સાથે વિચાર કીધો કે ભયાનક દેખાવને પણ ધન્ય છે. તે વિચારની લહેરમાં બોલ્યો કે "અહો, ભયાનક દેખાવ, તમે સંતાપથી પિડિત હૃદયને શાન્તિ પમાડોછો અને અમિતને ઘેરી નિદ્રાને આધિન કરોછો! મનોવિકારની માઠી ગર્જનાથી દુઃખિ માણસને શો આરામ મળી શકે! અહીં નિરપરાધિ, પોતાના વેરીથી વેગળો સુખે ફરે હરેછે અને તેની વિચાર-શક્તિ દેવદૂતના જેવી પાંખ વડે ઉડી શકેછે! અરે, એકાંત વાસ! લાભની લાલચ અને લોભની લઘુતાથી જે મનુષ્ય તને કેવળ તજેછે તે ખરેખરા દબદબાનું મૂળ કદી કળી શકતા નથી.

ઠાલા માણસ! શું રંગબેરંગિ પોશાકમાં દબદબો રહ્યોછે? જો એમ હોય તો તારાં અભિમાન વિષે તને દોષ દેવાને પતંગિયું બસ છે. શું દ્રવ્યની લાલચથી વળગી રહેતાં મિત્ર, સેવક અને સૈન્ય એમાં દબદબો રહ્યો છે? જો એમ હોય તો તારે તેમની સાહ્યતાની જરૂરછે એજ તારી અશકિતની પ્રત્યક્ષ સાબીતી છે. શું સુવર્ણ અને રત્નમય મહાલય એમાં દબદબો રહ્યોછે? જો એમ હોય તો તેમને ચોરીનો ભય છે અને તેઓ ધરતીકંપ થતાં હાલેછે. શું

સરદારી બજાવી રૂધીરની રેલ રેલાવવામાં દબદબો રહ્યોછે ? જો એમ હોય તો કૈક અતિરથી અને મહારથી ભસ્મમાં ભળી ગયા તેનો દાખલો લે, અને તીડ પણ કેવાં દુઃખદાયક કામ કરેછે તેનો વિચાર કર. ખરેખરો દબદબો તેનોજ હોય કે જેનાં શાન્ત મનને સદગુણે આ સંસારની મિથ્યા મોહ-જાળમાંથી મુક્ત કર્યુંછે, જે આશા તથા ભય એને ન ગણકારતાં ઇશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી દૈવનાં પ્રાણવેધક વિષબાણથી લેશમાત્ર ડરતો નથી."

એવા એવા વિચાર કરતો તે શ્રીમંત મંડળી સાથે મુકામ કરી કરી આગ્રાની લગભગ આવી પ્હોંચ્યો. હવે તેઓ પ્હાડી માર્ગ વટાવી પાધર મેદાનમાં પ્રવાસ કરવા લાગ્યા. અજવાળિયાં પખવાડિયાંની રાતનો વખત હતો એટલે ચંદા પોતાના રૂપેરી રથમાંથી આઘેના પર્વતનાં શિખર શ્વેત ઝળકાવી રહી હતી, વૃક્ષ પણ રૂપેરી આભા સથી શોભાયમાન જણાતાં હતાં અને સઘળું શાન્ત હતું, તેથી પ્રવાસિઓને ઘણો આનંદ થયો.

પ્રવાસ કરવા નીકળ્યા પછી છ-સાત મજલ સુધી લલિતને ઘણાં દુઃખ ભોગવવાં પડ્યાં પણ ત્યાર પછી આગ્રે જતાંલગીમાં એને કંઈજ વિઘ્ન નડ્યું નહીં; કેમકે રામરાય અને લક્ષ્મણરાય એ બે જણની કૃપાથી એની આસના વાસના ઠીક લેવાતી હતી. તેઓ ન્યાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા અને તેમનો કાકો કે જે જુનાગઢનાં દરબારનો પ્રધાન હતો અને કંઇ રાજકીય કામસારૂ આગ્રે રહી ત્યાંથી કાશી જવાનો હતો તેની સાથે રજા લઇ આવ્યા હતા. એ બન્ને તરૂણ ગૃહસ્થ રૂપાળા, તેજસ્વિ, બુદ્ધિમાન, ચપળ અને ઉદાર મનના હતા. તેમને ગાયનનો શોખ હતો અને લલિતને સહજ ગાતાં આવડતું હતું એટલે એને અને તેમને ઠીક ગઠી ગઇ, આગ્રાના મુકામ ઉપર તેમણે એને કાશી લગીની મુસાફરી સારૂ પોતાના ખાનગી પૈસામાંથી થોડું એક નાણું આપ્યું એટલે લલિત તેમની રજા લઇ આગળ વધ્યો. તેમણે એને પોતાની સાથે આગ્રે રહેવાનું કહ્યું પણ જ્યારે એણે તેમને ઘણી નમ્રતાની સાથે પોતાનો કાશિમાં વિદ્યાભ્યાસ કરવાનો હેતુ કહ્યો ત્યારે તેમણે ઝાઝી હઠ લીધી નહીં.

થોડા દિવસ મુસાફરી કર્યા પછી લલિત કાશીમાં આવી પ્હોંચ્યો. તે વખતે સાંજના આસરે પાંચ વાગ્યા હતા. કાશી, જે ભરતખંડની પવિત્ર વિદ્યાનું મ્હોટું સ્થાનક; કાશી, જે યશસ્વી આર્યોના વેદધર્મનો વાસો; કાશી જે આર્યવૃતના યાત્રાળુનું મુખ્ય યાત્રા સ્થાન; સંક્ષેપમાં કાશી, બનારસ, જ્યાં સઘળી વસ્તુઓ એકઠી મળી સલૂણી, એકરસ, થઈ થકી મનને અતિ આનંદ પમાડે છે, ત્યાંનાં દેવાલયનાં ગગન સાથે વાત કરતાં સુનેરી શિખર કે જે આથમતા સૂર્યનાં ગુલાબી કીર્ણના પ્રકાશમાં ચળકારા કરી રહ્યાં હતાં તે જોઇને પ્રવાસના શ્રમની દરકાર ન રહેતાં લલિતને એ નગરની અંદરની શોભા જોવાનું મન થયું. તે દિવસે મ્હોટી શિવરાત્રિ હતી એટલે નગરમાં ધામધુમનો કંઈ પાર નહતો. અરણ્યનાં તાજાં ફળ ખાઇ તથા કુદરતી ઝરણનું સ્વચ્છ પાણી પી તેણે મધ્યાન્હ સમયે કળિયુગની જાગતિ જોત ક્ષુધાદેવીને સંતોખી હતી, તેમ એની સંભાળ લે કે વાટ જુએ એવું એ નગરમાં કોઇ હતું નહિં એટલે અનાયાસે શિવરાત્રિ થવી કયાંથી એમ જાણી એણે, નગરમાં થોડીવાર ફર્યા પછી, કાશીવિશ્વેશ્વર મહાદેવનાં દર્શન કરવાનો તથા જાગરણ કરી સાંજ રાત કાઢવાનો નિશ્ચય કીધો. કોટના દરવાજામાંથી નીકળી આગળ ચાલતાં મોટી મોટી હવેલીઓ તથા ધાબાવાળાં, છાપરાં વગરનાં, સ્વચ્છ, ધોળેલાં, સુંદર ઘર જોઇને તે પ્રસન્ન થઈ ગયો પણ ત્યાંના સાંકડા રસ્તા જોઇને એને કંટાળો ઉપજ્યો તોપણ એ રસ્તે થઇને મહાદેવનો વરઘોડો જવાનો હતો તેથી તેને લોકોએ એ મહોત્સવને દિવસે વાળી ઝાડી, પાણી છાંટી, સફાઈબંધ કરી રાખ્યા હતા. નગર જનોએ પોતાનાં આંગણાંમાં કેળના સ્તંભ રોપ્યા હતા તથા વિવિધ રંગના સાથિયા પુર્યા હતા. એ શોભા જોતો જોતો એ આગળ ચાલ્યો જતો હતો એવામાં નાના છોકરા કે જે તમાશા જોવા નિકળ્યા હતા તે એને પરદેશી જાણી ખીજવવા લાગ્યા; તેથી એ બ્હાવરો બની જઇ આગળ પાછળ જોવા ગયો એટલામાં શિવજીનું સ્વચ્છંદિ વાહન અકસ્માત એનાં અંગ સાથે અથડાયું એટલે એ ત્યાંથી ઉતાવળે પગે આગળ ચાલ્યો. કહેવત છે

કે કાશીમાં સ્ત્રી, સાંઢ, સીડી અને સન્યાસી, એઓની છત ઘણીછે. લલિતે છોકરાંને ન ગણકારતાં મ્હોમાંથી એક શબ્દ પણ કાઢયા નહિં એ ઘણું ડહાપણનું કામ કીધું કેમકે છોકરા એને ખીજવાતો ન જોઈ હારીને પોતાને રસ્તે પડ્યાં. લલિત ધીમે ધીમે ચોકબજારમાં આવી પ્હોંચ્યો. સઘળી જાતના દુકાનદારોએ પોત પોતાની દુકાન ધોળાવી, રંગાવી, જયપુરી ચિત્રના તકતાથી તથા બાલોરી હાંડી વિગેરેથી સણગારી દીધી હતી, તથા મેવા, મીઠાઇ, ફળફળાદિ, કાપડ, વાસણ વિગેરે પદાર્થ એવી સરસ રીતે ગોઠવી દીધા હતા કે 'એક કોડી પણ ન વાવરવી' એવો નિશ્ચય કરી ઘેરથી નીકળેલા કંજુસ ને પણ તેઓને વકરો કરાવવાનું મન થયા વિના રહે નહિં. આ-ણી તરફ નાગર તેમજ બીજા ઉતરતી પંક્તિના બ્રાહ્મણો ન્હાઈ ધોઈ, સ્વચ્છ થઈ મનમાં આસ્થા તો ખરી પણ આજની રાતની રાત કાઢી ક્યારે વાણું વાયકે પારણાં કરીએ એવી આતુરતા દર્શક અને અપવાસને લીધે જરા કરમાયલાં મુખ સાથે, હાથમાં પૂજા-પાની થાળ લઈ મહાદેવ જતા હતા. પેલી તરફ નાગરની તેમજ બીજી સ્ત્રીઓ, કે જેમની સુંદરતા માત્ર તેમના પગની પાની તથા હાથની આંગળી તથા તેમની ચાલની છટા, એ ઉપરથીજ જણાઇ આવતી હતી કેમકે તેઓએ કુળમર્યાદા જાળવવાને માટે મુસલમાન લોકોનાં જુલમી રાજના સમયથી પડી ગયલા પ્રથા પ્રમાણે, વાતા વાયુની સાંજ પોરની ઠંડી લેહેરને લીધે તેમના મુખ સાથે લપાઈ જવાથી તેમના ઘાટાળ આંખ નાકની કંઈ કંઇ સૂચના આપે એવું શ્વેત ઝીણું વસ્ત્ર પોતાનાં મુખારવિંદ ઉપર તથા શરીર ઉપર લપેટી લીધું હતું, તે પોતપોતાની સમૃદ્ધિ પ્રમાણે સેવકના કે પોતાના હા-થમાં પૂજાપાની થાળ લેવડાવી કે લઇ મહાદેવની પૂજા કરવા સારૂ ઉમંગ ભેર જતી હતી. એક તરફ, જેમાં પનિયાંની ગુલાબી લહેર આવી રહેલી એવી તેમજ સુરમાનાં અંજનથી મારકણી એવી આંખવાળા, ટેડા મુસલમાન વાદળી, ગુલાબી, કે ઉડીને આંખે વળગે એવા કોઈ બીજા રંગનો ફેંટો બાંધી, મલમલનું ઝીણી સીવ-ણનું, નકસીદાર, ચોખગલું અંગરખું તથા ચુસ્ત પાયજામો અને

કારચોબીનાં તરેહદાર ભરતવાળી મોજડીઓ પ્હેરી, પોતાના હાથમાં લીધેલી લાકડીને લોલ ખવડાવતા, કોઈ એક બીજા સાથે વાત ચિત કરતા અને કોઈ તાન ઉડાવતા સાંજ પ્હોરની ઠંડી હવા લેવા ગંગા નદીને કીનારે જતા હતા. બીજી તરફ કેટલાએક મદારી વિગેરે તમાશગીર લોકો તમાશા કરી રહ્યા હતા. તે રૂતુનાં સુવાસિત પુષ્પથી તથા ઝીણી ઝીણી કળીના ગુંથેલાં સુંદર હાર ગજરાથી માળીઓની શોભીતી દુકાન મ્હેક મ્હેક થઇ રહી હતી. અત્તરવાળાની દુકાનો પણ મંદ શીતળ પવનને સુગંધ આપી રહી હતી. અખાડાઓમાં જુવાન પુરૂષો કોઈ કુસ્તિ, કોઈ મગદળીયા તથા કોઈ પટા વિગેરે ખેલી રહ્યા હતા. મેદાનમાં ક્ષત્રિ-તનુજ ધનુર્વિદ્યા તેમજ યુદ્ધની બીજી કળાઓમાં સરસાઈ બતાવી રહ્યા હતા. એ રીતે સઘળે ઠેકાણે આનંદ વ્યાપી રહ્યો હતો. એ શોભા જોતો જોતો અર્ધો વિસ્મિત અને અર્ધો હર્ષિત એવો લલિત મણિકર્ણિકાના ઘાટ આગળ આવી પ્હોંચ્યો.:—

( ઇંદ્રવજ્રા છંદ. )

ગંગાતૃટે આવિ ઉભો રહ્યો તે, સૂર્યાસ્ત શોભા નિરખી કરોને. ૧
પ્રકાશ આછો ક્રમશાં રૂપાળાં, ગુલાબિ અભ્રો ઝળકે સુંવાળાં. ૨
વાયુ હતો સ્થિર અને સલીલ, પ્રતિબિંબ દેતું નભનું બલીત. ૩
શાન્તિ હતી વ્યાપિ રહી અપાર, દરિયાં કુંજાં કીર્ણ નદી મુઝાર. ૪
કુમળાસ તેની વરણી ન જાય, કવિરાજ હોયે વરણે જરાય. ૫
આનંદમાં નેન તરંતિ સ્હોય, નિંદ્રાની લ્હેરે વશ થાતી હોય, ૬
એવી રમાને સુકપોલ ઉપેર, આભાસ ગૂલાબિ દિપે છ જેમ, ૭
કીર્ણો હતાં તેમ રહ્યાં સુહાઈ, પાણી સપાટી પર સૂખદાઈ. ૮
નાની શી નૌકા રમતી શી જાય, નિરખી કનેથી દિલ ખૂશ થાય; ૯
આઘેથી ગળતી નભમાં જણાય, શું સ્વપ્નનો ભાસ અલોપ થાય. ૧૦

એવા શોભાયમાન ઘાટ ઉપર કેટલાએક શિવજીને ન્હ્ડાવવાને અને કેટલાએક પોતાનાંજ સાજાં દિલમાં ભૂત ઘાલવાને કુંડી કુદકા વડે અથવા શિલા ઉપર વિજિયા ઘુંટવા મંડી પડ્યા હતા, અને તેને વાટતાં મહાદેવજી સરખાને પણ કુચા રહેલા એ કહેવત

જુઠી પાડવાનો તેમણે નિશ્ચય કીધો હોય એવા તેઓ જણાતાહતા. કેટલાએક પ્હેલું 'ઘટસ્નાન' કરી પછી 'પટસ્નાન' કરવા અથવા પહેલી માયા પી પછી ન્હવા પડવા, ઉંચી દેરડીઓ ઉપર ચડી ગંગા નદીનાં વહેતાં વારીમાં ભુસ્કા મારતા હતા. કેટલાએક ઉંધા, કેટલાએક ચત્તા, કેટલાએક ઉભા અને કેટલાએક આડા તરી રહ્યા હતા, કેટલાએક તરતાં તરતાં પાણીમાં પોતાનાં મ્હો વડે પિચકારી મારતા જતા હતા. કેટલાએક પલાંઠી વાળીનેજ તરવામાં પોતાની ચતુરાઇ જણાવતા હતા. કેટલાએક ઘડી બે ઘડી સુધી ડુબકી મારી પોતાના તરતાં આવડતું ન હોય એવા સોબતીને એકાએક આવી અચંબો પમાડતા હતા અને તેનો પગ ખેંચીને તેને બ્હીવડાવતા હતા. ધોબીઓ લુગડાં ધોઇ રહી તે પોઠીપર લાદી ડચકારો કરતા અથવા ગાતા, પોઠીનું પૂંછડું આમળતા આમળતા પોતાનાં (મેળામાં જવાને માટે) અધીરાં ઘરાકોની ગાળો ખાવા ઘેર જતા હતા.

કાશિવિશ્વેશ્વરનાં દહેરામાં ભારે ભીડ થઈ રહી હતી. ત્યાં વેદની ધુન્ય સહિત મહાદેવની પૂજા થઇ રહી હતી. સાંજ પડવાની તૈયારીમાં હતી તેથી દેવાલયમાં રોશની થવા માંડી હતી. મહાદેવજી આગળ કરેલા સુવાસિત ધૂપના ધુમ્રના ગોટ પહેલ સર્પની પેઠે ગુંછળું વળી પછી ઉકલી જઇ શિવરાત્રિના ઉત્સવને માટે રંગાવેલા તથા ચિત્રથી સણગારેલા ઉંચા ઘુમટ સુધી ચઢી પાછા વીખરાઇ જઈ આખું દહેરૂં સુવાસથી ભરી દેતા હતા. દીવા પણ ઉમંગમાં રળી રળીને હસતા હોય એવા જણાતા હતા.

સાત સાડાસાત વાગ્યાને સુમારે શિવજીનો વરઘોડો નિકળવાનો સમય થયો એટલે ઘાટ ઉપરની દીપમાળ પ્રગટાવવામાં આવી અને આતસબાજી છુટવા માંડી. આતસબાજી જોવાને ઘાટ ઉપર ઘણા લોકની ઠઠ બાઝી રહી હતી. લાલ, લીલા, પીળા અને સફેત રંગનાં બપોરીયાં સળગવા માંડ્યાં. હવાઇયો કે જેમાંથી લાલ, સિંદુરી, હિંગળોકીયા અને લીલા રંગના તારા, ઉપર જતાંજ, નીકળી, લળકીને નીચે પાણીમાં પડતા, તેના સુસવાટા થવા માંડ્યા. એ હવાઇમાંથી નીકળતા રંગબેરંગી તારાનો પ્રકાશ કોઈ સુંદર લલ-

નાનાં મુખ ઉપર પડતો, વળી રહી જતો, વળી પાછો પડતો, ત્યારે એવો તો રમણિય દેખાવ થઈ રહેતો હતો કે તેનું વર્ણન કરવાને અથવા ચિત્ર કાઢવાને ગ્રંથકારની કે ચિત્રકારની કલમ ફોગટજ ફાંફાં મારે. એ રીતે આતસબાજીમાંથી નિકળતા તારા વિગેરેનું અજવાળું—નદીના તટ ઉપર હારોહાર આવી રહેલાં વૃક્ષનો અજવાળાંથી પડતો પડછાયો—દીપ-માળના સ્થંભનો પ્રકાશ—લોકની મેદનીનું પાણીમાં પડતું પ્રતિબિંબ—એ સઘળાં જોવાં કોને ન ગમે?! વળી ટકોરખાંનાંનો તથા શરણાઇનો ઝીણો પણ મધુર અવાજ દૂરથી કાનને બહુ ઉહેજત આપતો હતો.

આતસબાજી છુટી રહ્યા પછી ૫-૧૦ તરૂણ, રૂપાળા, નાગર ફરીથી ગંગામાં સ્નાન કરી આવ્યા અને તેમણે મહાદેવને પાલખીમાં બેસાડ્યા. એ નાગરોએ કસબી કોરનાં બનારસી પીળાં પિતાંબર પેહેર્યાં હતાં; તેમની ડોકમાં, એક રૂદ્રાક્ષનો મણકો તો તેની પાસે એક મોતીનો દાણો એ રીતે ગાંઠેલી, માળા હતી; તેમણે સુનાનું જનોઈ પેહેર્યું હતું અને તેમને હાથે પ્હોંચી પણ હતી. તેઓએ ભસ્મલેપન કરી કપાળમાં કેશરી ચંદનનાં આડાં તીલક કર્યાં હતાં. બધો સાજ આગળ નીકળ્યા પછી તેમણે મહાદેવની રત્નમય પાલખી ઉચકી અને તેઓ 'હર, હર, મહાદેવ' એવા હર્ષના પોકાર કરતા દેહેરામાંથી બ્હાર નીકળ્યા. આ રીતે વરઘોડો ગામમાં ફરવા ગયો ત્યાર પછી, મહાદેવના પૂજારીએ દેહેરાંમાં ગાંધર્વ-ગાયન થવાનું હતું તેને માટે બંદોબસ્ત કરાવવા માંડ્યો. એ કામ કરતાં, એને જરા ગાતાં આવડતું હતું તેમજ એ ગાયનનો દર્દિ પણ હતો એટલે એણે કંઈ કંઈ સૂર કહાડવા માંડ્યા. એ સાંભળીને લલિત કે જે આ સઘળા ઠાઠમાઠથી અને અપૂર્વ શોભાથી સાનંદાશ્ચર્ય પામી, થાક્યો હાર્યો, દેવાલયના રંગ-મંડપને એક ખુણે જઈને બેઠો હતો તેને પણ તાન ચડ્યું અને તેનાથી પણ ગણગણ્યા વિના રેહેવાયું નહીં કેમકે ગાનારના ઓઠ અને નાચનારના પગ પ્રસંગ પરત્વે સખણા રેહેતા નથી. જો કે લલિતે કોઈ ઉસ્તાદની તાલીમ લીધી નહતી તોપણ એનો કંઠ એવો મધુર હતો કે જ્યારે એ પોતાના કાકાનાં શિખવેલાં પદ વિગેરે

આલાપતો ત્યારે ભલભલાનાં મન એને વશ થઈ જતાં. તેના અવાજના ઝટકા ઉપરથી પૂજારીએ તેને લાગલોજ પોતાની પાસે બોલાવી નમ્રતાથી એક પદ ગાવાનું કહ્યું. લલિતે પ્રથમ આનાકાની તો કરી પણ ત્યાં ઝાઝાં માણસ હતાં નહિં એટલે એણે શરમ તજી દઈ તે પ્રસંગને અનુકુળ એવી ઇશ્વરની સ્તુતિની ગીતી ગાઈ. એ ગીતી તેણે જાતેજ બનાવી હતીઃ—

( ગીતી )

તું વ્યાપિ રહ્યો તેથી, સત્ય વદુંછું અરે અકથ ઇશ;
રમ્ય અને અદ્‌ભુત આ, સૃષ્ટિ જણાએ સતેજને સજીવ. ૧
દીન તણો સુ પ્રકાશ, શોભા રાત્રિતણી સુખાકારી;
માત્ર પ્રતિબિંબ ત્હારાં, લીલા પ્રૌઢી રમે સકળ ન્યારી. ૨
જ્યાં દૃષ્ટિ કરીએ ત્યાં, મહીમા તારો રહેછ પૂર્ણ ખીલી;
તેજ સજિહે સઘળી, વસ્તુ સુંદર અને અતિ રસીલી. ૩
સાંજ તણાં ઉઘડતાં, વાદળસું જવ રમે કિરણ વળતાં,
ને દીયે આભાસ, સ્વર્ગ તણો શુભ સુવર્ણમય નભમાં, ૪
તવ કોમલ તેજસ્વી, રંગો જેથી દિપેછ સૂર્યાસ્ત,
દરસાવી દે શોભા, અનુપમ તારી અનાદિ સાક્ષાત. ૫
શરદ વિમલ શશિ શીતલ, નિરખી નયણાં ઠરે સહૂ જનનાં;
સલુણે તેજે શાન્તિ, પૂરણ વ્યાપી રહેછ તનમનમાં. ૬
શ્યામ વરણુને સુંદર, વિહગમસમજવ પસારિ નિજ પાંખ,
અસંખ્ય બુદ્દાવાળી, ઝળકતી છાએ નિશા અવની આભ,
તવ શ્યામ ઘટા ભવ્ય, ને અગણિત દિવ્ય તેજ ઝળકારા,
ભય પ્રીતિ ઉપજાવી, સ્થિર કરિદે તૂજ ગૂણ ગાનારા. ૮
બ્હાર રતૂરતૂની, પરિમળ ફાગે ફુલો તણો મધુર,
તેમાં સુ શ્વાસ તારો, પ્રસરી રહે ખૂબ વિશ્વનાં નૂર. ૯
નથિ ગતિ તદપી કીધૂં, પ્રયત્ન ગાવા પ્રતાપ ગીતિમાં;
જેવું તેવું પણ માની, પતિત લલિત મન નિભાવજે નીતિમાં. ૧૦

ઉપલી ગીતિ સાંભળીને પૂજારી લલિત ઉપર ઘણોજ ખુશ થઇ ગયો અને તેણે એને એની સઘળી હકીકત પુછી. લલિતે તે

પોતાનું વૃત્તાંત કહી સંભળાવ્યું તેથી તેનું મન દયા ભાવથી પિગ-
ળ્યું અને તેણે એને પોતાની પાસે બેસી રાતે ગાયન સાંભળવાનું
તથા વ્હાણે વાયે પોતાની સાથે પારણા કરવાનું કહ્યું. લલિતને તો
બિચારાને 'વ્હાલું હતું અને વળી વૈદે કહ્યું' એટલે તે એણે ખુશી-
ની સાથે સ્વિકાર્યું. બીજે દિવસે ભોજનના સમય પહેલાં તેઓ ગંગા
નદીમાં પ્રાતઃસ્નાન કરવા ગયા. તે સમયે લલિતે ગંગા લહરીના શ્લોક
કહ્યા તેથી પૂજારીના મન ઉપર એટલી બધી અસર થઇ ગઇ કે
મૂળતો એનો લલિતને વિષે સારો વિચાર હતોજ તેમાં શ્લોક બોલવા-
થી 'અંકોટીમાં એવો ઉભરો થયો.' કે એણે એમજ જાણ્યું કે આ
કોઇ બીજો અવતાર ધારણ કરી, ભગીરથ રાજા આવ્યો છે કે શું!!
શ્લોક પૂરા થઇ રહ્યા પછી તેઓ સ્નાન કરી ઘેર આવ્યા. લલીતને
તેણે સીધું આપ્યું તેની એણે ફરીથી ન્હાઇને રસોઇ બનાવી અને
પૂજારીને સારૂ પણ ખાવાની સામગ્રિ તૈયાર થઇ હતી એટલે તેઓ
આગલા દિવસના અપવાસિ હોવાને લીધે યથાસ્થિત પ્રસાદ લઇ,
પાણી પી, પાન સોપારી ખાઇ, મ્હોં સ્વચ્છ કરી પછી વાત ચિત
કરવા બેઠા. પૂજારી એ કહ્યું "તમે ગઇ કાલે તમારી સઘળી હકી-
કત કહી તેમાં એમ કહી ગયા કે તમારો વિચાર વિદ્યાભ્યાસ કરવા-
નો છે; જો એમ હોય તો ગંગાનદીના તટ ઉપર વૃક્ષની ઘટામાં
એક ન્હાની સરખી સ્વચ્છ પર્ણકુટિકા છે તેમાં એક મુનિ રહે છે
તેની પાસે હું તમને તેડી જઇશ. એ મુનીને સંસ્કૃત ભાષાનું ઘણું
જ્ઞાન છે. એ તમારૂં વૃત્તાંત સાંભળી, તમારાં મનનું કવિતા તરફ
વલણ જોઇ, તથા તમારા કંઠની મધુરતા ઉપર પ્રસન્ન થઇ તમને
પોતાના ચેલાની પેઠે પાળી વિદ્યામાં પાવર્ધા બનાવશે." એ સાંભ-
ળી લલિત પૂજારીને પગે પડ્યો અને બોલ્યો કે "ભાઇ સાહેબ, મારે
એટલુંજ જોઇયે છે; એ તમારો આભાર હું કદી ભૂલીશ નહિં." તે-
ઓ બન્ને લુગડાં લત્તાં પહેરી મુનીની પાસે ગયા. કૈલાશાનંદ સંન્યા-
સિ કે જેને પૂજારી સાથે સારો પરિચય હતો તેણે એને તથા લલિ-
તને આદરથી આસન આપી બેસાર્યા. થોડી વાર થઇ એટલે મુ
નિએ પૂજારીને સ્વાભાવિક રીતે લલિત વિષે હકીકત પૂછવા માંડી.

લલિતની હકીકત સાંભળી તેને પણ દયા આવી અને તેણે એને પોતાનો શિષ્ય કરવાનું કબુલ કીધું. હવે જેમ જેમ લલિત અભ્યાસ કરતો ગયો તેમ તેમ તેના ગુરૂનો એની બુદ્ધિ વિષે ઊંચો મત થતો ગયો; અને તે અસીલ સ્વભાવનો હતો તેથી તે પોતાના ગુરૂને પ્રાણથી અધિક પ્રિય થઇ પડયો. એ ગુરૂ પાસે એણે બે વર્ષ વિદ્યાભ્યાસ કીધો.

બે વર્ષ વિદ્યાભ્યાસ કર્યા પછી તે એટલો બધો પ્રવિણ થઇ ગયો કે કેટલી એક વેળા તો એનો ગુરૂ જાતે ઝંખવાઇ જઇ એની બુદ્ધિથી વિસ્મય પામતો. વિદ્યા સંપાદન કરી તે સોહાર પાછો જવા નિકળ્યો. નીકળતી વેળા એ પોતાના ગુરૂને પગે પડયો એટલે તેણે એને "તારી વિદ્યા ફળિભૂત થજો" એવો આશિર્વાદ દીધો. તે પોતાના મિત્ર પેલા પૂજારીને પણ મળ્યો. તેણે એને ૫-૧૦ રૂપીઆ આપી વિદાય કીધો. પ્રવાસમાં એ જ્યાં જ્યાં વાસો રહેતો અથવા જે જે જાત્રાળુજન વિગેરેને મળતો ત્યાં અથવા તેમને મ્હોએ સિદ્ધરાજ જયસિંહની ઉદારતા વિષે તથા તેની વિદ્યાની બુજ જાણવા વિષે એટલી બધી તારીફ સાંભળતો કે એણે સોહાર ન જતાં પાટણ જઈ ત્યાં પુરૂષ પ્રયત્ન અજમાવી કંઈ ટિક્કિ ન લાગે તો ફરીથી કાશી જઈ સન્યસ્થ લઈ પોતાનો બાકીનો જીવનગાળો ત્યાંજ ગાળવો એવો નિશ્ચય કીધો.

કેટલેક દિવસે તે પાટણ આવી પ્હોંચ્યો. એ નગરની સમૃદ્ધિ જોઈ તે દિંગ થઈ ગયો. ત્યાં તેણે સહસ્ત્રલિંગિ તળાવની નજીકની એક ધર્મશાળામાં ઉતારો કર્યો, સ્હવારના પહોરમાં તે રોજ તળાવ ઉપર સ્નાન વિધિ કરવાને જતો. એ રીતે એચાર દીવસ ગયા પછી વિમળશાના એક ગુમાસ્તાએ તેનાં મુખનાં તેજ ઉપરથી તે કોઈ સારો વિદ્વાન હશે એમ ધારી તેને તેની હકીકત પુછી. લલિતે પોતાની સઘળી વાત તેને માંડીને કહી. તે સાંભળી ગુમાસ્તાએ કહ્યું કે "જો તમારી નોકરીમાં રહેવાની ઇચ્છા હોય તો મારા શેઠને ત્યાં એક જગા ખાલીછે; શેઠ તમને ખાન પાન પૂરૂં પાડશે અને એ શિવાય વરસ દહાડે અઢીસેં રૂપીઆ આપશે. શેઠ આ નગરમાં તે-

મજ બીજી કેટલી એક જગામાં તલાશ કરી પણ એમને પોશાય એવો કોઈ વિદ્વાન મળી આવતો નથી, માટે જો તમારી ખુશીહોય તો હું તમને ૧૧ કે ૧૨ કલાકે તેડવા આવું તે વખતે મારી સાથે શેઠને મળવા ચાલજો." લલિતે કહ્યું "ભાઈ, હું અહીં આ જિવિકાની આવશ્યકતાથી નોકરીને માટેજ આવ્યો છું તેથી જો તમે મને ઠેકાણે પાડવામાં મદદ કરશો તો એ તમારો ઉપકાર હું કદી ભૂલીશ નહિં."

વિમળશા શેઠે એ જગાને માટે કોઈ લાયક માણસ શોધી કાઢવાનું કામ એ ગુમાસ્તાને સોંપ્યું હતું તેથી તેણે એ બધી હકીકત શેઠને જાહેર કરી. શેઠે તેને ૧૨ વાગ્યાને સુમારે લલિતને પોતાની પાસે લાવવાનું કહ્યું. એ ઉપરથી ગુમાસ્તો લલીતને લઈ ઠેરવેલ વખતે શેઠની પાસે ગયો. વિમળશાએ લલિતને આદરસત્કાર સહિત પોતાની પાસે બેસાર્યો અને એનું પાટણમાં આવવું કેમ થયું એ વીગેરે કેટલીએક બાબત પુછી. શેઠ ઘણા બુદ્ધિમાન હતા તેથી લલિતની વાતચિત કરવાની લઢણ ઉપરથીજ તે કોઈ હુશીયાર માણસ છે એમ તેમણે પીછાન્યું. પછી લલિતની વધારે પરીક્ષા કરી જોવા તેણે એને બે સંસ્કૃત શ્લોકનું પ્રાકૃત ભાષાંતર કરવાનું ફરમાવ્યું. એનું ભાષાંતર જોઈ શેઠ બહુ ખુશી થઈ ગયા; તેણે એને પોતાના શાસ્ત્રીની જગા આપી, એને રહેવાને સારૂ પોતાની હવેલીમાં એક સારો ઓરડો ઉઘડાવી આપ્યો અને એની પાસે લુગડાંલત્તાં નહોતાં તેથી એને પાઘડી શેલાંનો શિરપાવ કીધો. એ વેળા લલિતને જે હર્ષ થયો તે અકથ છે. એની વિદ્યા એને ફળી, એનો શ્રમ સફળ થયો, અને એની આગળની અને હાલની સ્થિતિમાં અસમાન અને જમીન જેટલો તફાવત પડી ગયો.

એ પ્રમાણે સ્હવારના પહોરમાં તળાવેથી ન્હાઈ આવી, આગલા દિવસનું આપેલું કામ કરી લલિત શેઠનાં ઘરમાં બ્રાહ્મણિ રસોઈ થતી હતી ત્યાં તેમની સાથે મધ્યાન્હવેળા એકટંક ખાઈ પી, પાછો પોતાનાં કામ ઉપર બેસતો અને રાતના ૯ વાગા સુધી કામ કરી પોતાના ઓરડામાં જઈ સુઈ રહેતો. નોકરીમાં રહ્યા પછી એને

જે ભાષાંતર કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું તે તૈયાર થયેથી જોઇને શેઠનો છક થઈ ગયા. તેનાં ભાષાંતરની ઘટ, સુંદર અને સાદી ભાષા, કે જેમાં એ અસલનું આબેહુબ ચિત્ર આપતો, તેથી અને એના સુસ્વભાવથી શેઠને એ પોતાના પેટનાં ફરજંદ કરતાં પણ સ્વાભાવિક રીતે વધારે પ્રિય થઈ પડ્યો. શેઠ વ્યાપારનાં કામ કાજથી ફારક થઈ અવકાશનો અવસર લલિત સાથેજ ગાળતા; તેમાં કોઇવાર ધર્મ સંબંધિ, કોઈવાર કાવ્ય સંબંધિ, કોઈવાર ઘરસંસાર સંબંધી એમ વિવિધ વિષય ઉપર એનાં ભાષણ સાંભળી તેને બહુ આનંદ થતો. એ રીતે એને શેઠની નોકરી કરતાં એક વર્ષ થયું ત્યાર પછી એની પૂઠે તાવ લાગુ થયો. માંદગીના વખતમાં શેઠે એની બહુજ બરદાસ લીધી. શેઠનો મુનીમ કે જે લલિતની ન્નાતનો હતો તેની પુત્રિ લલના, એનું મન પીડામાંથી ફરેવાય અને એને સુખશાતા થાય એટલા માટે, કોઇ કોઇવાર એની પાસે બેસી વાતો કરતી; અથવા શેઠની હવેલીની પાછળ એક સુંદર વાટિકા હતી તેમાં એ વૈદ્યની આન્ના પ્રમાણે ફરવા નીકળતો તે સમયે એની સંભાળ લેવા સારૂ શેઠના તથા પોતાના પિતાના કહેવાથી એની સાથે જતી. એ પ્રમાણે પરિચય થવાથી, તેઓ બન્ને સદ્ગુણિ હોવા છતાં, તેમની ઇચ્છાથી વિરુદ્ધ, એક બીજાનાં સ્વભાવ, રીતભાત વિગેરેથી પરસ્પર મોહ પામી જવાને લીધે તેમની વચ્ચે ગાઢી પણ નિર્દોષ પ્રીત બંધાઈ. થોડાએક દિવસમાં ઓસડવેસડની સહાયતાથી લલિત પાછો ટટાર થયો.

શેઠે એને વર્ષાશન આપતી વખત એનાં કામ વિષે પોતાની પ્રસન્નતા જણાવી અને એને મ્હોરની એક થેલી ભેટ કીધી. લલિતે તે ઘણી નમ્રતાથી સ્વિકારી અને તે બોલ્યો કે "આપ જ્યારે મારા ઉપર પ્રસન્ન થઇને મને આ થેલી આપોછો ત્યારે મારે એ સ્વિકારવાની ના પાડવી જોઇએ નહિં, નહિંતો આપે મને અન્નવસ્ત્ર પૂરાં પાડી સારી સ્થિતિમાં આણ્યો એ કાંઈ થોડું કર્યું નથી; તેમ હું આપનાં મકાનમાં રહુછું, આપને માટે જે રસોઈ તૈયાર થાયછે તેમાંથી આપની સાથે બેસીને ખાઉછું, એટલે મને પૈસાની જરૂર નથી. જો

હું આપનાથી જુદો રહેતો હતતો આટલી આનાકાની બતાવવાની અને આટલું ભાષણ કરવાની પણ મને કંઈજ જરૂર ન હતી."

લલિતની વય આ સમયે ૨૧—૨૨ વર્ષની હતી. તે ઉમદા દેખાવનો પણ જરા શરમાળ સ્વભાવનો હતો. નાનપણથી દુઃખ પડવાને લીધે તથા આગ્રહયુક્ત અભ્યાસને લીધે એની વયનાં માણસનાં મુખ ઉપર જેવી આનંદની વૃત્તિ અવશ્યે કરીને હોવી જોઇએ તેવી એનાં મુખ ઉપર માલમ પડતી નહતી પણ તેના ઉપર વિચાર-શક્તિએ પોતાની અકાલિક છાપ બેસાડી હતી. એમ છતાં એનાં નેત્રનો ઝળકાટ અને એના સ્વભાવનો જુસ્સો તો જેવોને તેવોજ રહ્યો હતો.

જો તે કોઈ મંડળિમાં અબોલો બેસી રહે તો ઝાઝીવાર લગી કોઇનો લક્ષ એનાં ભણી આકર્ષાય નહિં; પણ જ્યારે તે બોલતો ત્યારે એની બોલવાની લઢણમાં કંઈ એવી મોહીની રહી હતી કે એ પારકાનાં મન આકર્ષ્યા વિના રહેતો નહિં.

એની સમજણની શક્તિ એટલી બધી અસાધારણ રીતે તિવ્ર હતી કે જે ગ્રંથમાંના પાઠ એ વાંચતો હતો તે ગ્રંથનું અધુરૂં અને ઢંગઢાળ વિનાનું જ્ઞાન મેળવતો એને અટકાવવાને એના ગુરૂને ભારે શ્રમ કરવો પડ્યો હતો. વળી એ અભ્યાસ કરતો હતો તે પ્રસંગે એના ગુરૂને એક બીજી મુશીબત પણ મહા મ્હેનતે દૂર કરવી પડી હતી. એની કલ્પનાશક્તિ ઘણી પ્રકાશમાન હતી અને એની બુદ્ધિ ઊંચી પ્રતિની હતી પણ એ સ્વભાવે આળસુ હતો. એવા સ્વભાવનાં માણસ કે જે માત્ર પોતાની જિજ્ઞાસા સંતોષવાના વિચારથીજ અભ્યાસ કરવાને પ્રવૃત્ત થાયછે તે, પોતાની જિજ્ઞાસા સંતોખાઇ તથા પ્રથમની દુર્ઘટતા ઉપર જય મેળવવાના આનંદનો પાર આવ્યો અને નવાઇ લાગતી બંધ પડી કે તરતજ અભ્યાસને આઘો હડસેલી મુકેછે. જ્યારે લલિતનો ગુરૂ એને કોઈ સુંદર ગ્રંથ અથથી તે ઇતિ સુધી વાંચવાની ભલામણ કરતો ત્યારે તે ગ્રંથ વાંચવા ઉપર એ ઉમંગથી ખાઈ પીને મંડતો. તેમાં માત્ર એ વાતની રચનામાં સમજણ પડે એટલુંજ ધ્યાન આપતો; અ-

ને તેમાં જો એને રસ પડતો તથા આનંદ લાગતો તોજ તે પુસ્ત
ક એ પૂરે પૂરૂં વાંચતો.

પોતાના કલ્પિત વિચારમાંનો ઉભરો કાઢવાને એને કોઈ તનની
મિત્ર હતો નહિં તેમ એવા મિત્ર પોતાને હોય એવી એને ઇચ્છા
પણ ન હતી; કેમકે એ વિચાર જો તે કોઇને પણ કહેવા જાય તો
તેથી એની હાંસી થયા વિના રહે નહિં એ તેને સારી પેઠે માલમ
હતું. જે કલ્પિત સૃષ્ટિમાં રહી એ પોતાના દિવસ આનંદમાં ગાળ
તો હતો તેનું વર્ણન કરવાની જો એને જરૂર પાડી હોય તો જીવ
જતાં પણ એ તે વાત કબુલ કરે એમ ન હતું. એ રીતે અનિય-
મિત વાંચનના છંદથી એના વિચારવંત અને ઉદાસ સ્વભાવ ઉપર
એવી અસર થઇ કે એને અભ્યાસ અને દૃઢતા એની સાથે માથાં
વાઢ્યાં વેર બંધાયા. પણ હાલમાં એ બાબતની અંદર તે ઘણોજ
સુધરી ગયો હતો.

એ રંગે ઘઉંવર્ણો હતો; એનું મુખ લંબગોળ હતું; એની લા-
ગણી ઘણી ગરમ હતી; એને કવિતા ઉપર ઘણો શોખ હતો; એનું
અંતઃકરણ પ્રેમાળ અને રસિક હતું; એના વિચાર જુસ્સાવાળા
હતા; અને જે વિષય એને ઘણાજ પ્રિય હતા તે વિષે એ એવાં
છટાદાર અને મધુર ભાષણ કરી શકતો કે તેથી અબળાનાં અંતઃ
કરણ ઉપર રૂપ, રંગ, કીર્તિ અને કનક એના જેટલીજ અસર
થતી. એ રીતે લલના કે જે એની માંદગીના વખતમાં એની પાસે
બેસી એને મ્હોંએથી એના પ્રવાસ વિગેરે સંબંધી વૃત્તાંત સાંભળતી
હતી તેનું મન એના ભણી સહજ આકર્ષિત થયું.

લલનાની મા એને ૮-૯ વર્ષની મુકીને મરી ગઈ હતી. પણ
એ અરસામાં તે શાણી, વિદ્વાન અને સદગુણી બાઇએ પોતાની
પુત્રિને સઘળી બાબતમાં એવી સારી કેળવણી આપી હતી કે કંઈ
કહ્યાનીજ વાત નહિં.

લલનાએ પોતાનાં નામનો મહીમા બ્હારની અલૌકિક સુંદર-
તાથી રાખ્યો હતો એટલુંજ નહિં પણ સદ્ગુણે તેનાં નિર્મળ અંતઃ
કરણને પણ શોભાયમાન કીધું હતું.

એક વાર લલનાએ એવો વિચાર કીધો કે એણે પોતાના પિતાને "વરવું તો લલિત વેરેજ વરવું, એવો પોતાનો નિશ્ચય કહી દેવો; પણ અવસર આવતો ત્યારે તેનાથી બોલાતુ નહિં. પરંતુ હવે એના પૈસાનો લોભિ પિતા કનકરાય કે જેની વય પંચાવન વર્ષની થઈ હતી તેની તબીએત બગડવા માંડી હતી તેથી તણે પોતાની પુત્રિનાં લગ્ન કરી દેવાનો વિચાર કીધો. એ વિચારથી એણે પોતાની પુત્રિ કે જેનાં સદ્ગુણ તથા ડહાપણ વિષે એને પૂર્ણ ભરોંસો હતો તેને પોતાની પાસે બોલાવી કહ્યું કે "બ્હેન, મારી તબીએત હાલમાં અવસ્થાને લીધે દિન પર દિન વધારે બગડતી જાયછે. વળી થોડા દિવસ ઓસડ વેસડથી આરામ જણાય છે, વળી પાછું કંઈ બીમારીનું નવું ચિન્હ દેખા દેછે માટે મારે તને પરણાવી દેવી જોઇએ. આપણી ન્યાતિના સઘળા વર જોતાં મને મોતીલાલનો છોકરો ઠીક લાગે છે. હું જાણું છું કે તારા જેવી કન્યાને કોઈ વિદ્વાન અને સદ્ગુણિ વર જોઇએ; વળી એ બાબતમાં તારા શા વિચાર છે તે તારી રીતભાત ઉપરથી મને કંઈ કંઈ જણાયા છે, પણ એક પરદેશી અને ગરીબ માણસને તને દુઃખ સહન કરવા સોપવી એ વાત અયોગ્ય જાણી મેં મોતીલાલના છોકરાને પસંદ કર્યો છે." પિતાનાં એવાં વચન સાંભળતાંજ લલનાની આંખમાં બોર બોર જેવડાં આંસુ ભરાઈ આવ્યાં; તેના હોશ ઉડી ગયા; તે બે ભાન બની; અને દ્રાક્ષની વેલી ઉપર કુવાડાનો ઘા લાગ્યો હોય એમ તે મુર્છા ખાઈ ઢળી પડી. રખેને લગનને બદલે વિઘન નિપજે એવા અપશોચમાં પડી કનકરાયે લલનાને ખોળામાં લઈ તેના ઉપર જરા જરા પાણી છાંટવા માંડ્યું. એમ કરતાં જ્યારે થોડી વાર પછી લલનાને જરા કળ વળી ત્યારે કનકરાયે કહ્યું "બ્હેન, મેં તને મોતીલાલના પુત્ર વેરે પરણાવીં તો થોડીજ દીધી છે? એમ ગભરાય છે. શું કરવા? હું એ બાબતમાં સુજ્ઞ લલિતની સલાહ લેવાનો છું; શેઠે મારા આગળ એની જે તારીફ કીધી છે તે ઉપરથી એ મને સલાહ લેવા લાયક જણાયો છે; પછી જે નક્કિ થશે તેની હું તને ખબર

આપીશ. મ્હારાથી બનશે એટલું પ્રયત્ન કરી હું તને તારા મનના માન્યા સાથે પરણાવવામાં પાછો હઠીશ નહીં; પછી તો ઈશ્વરેચ્છા બળવાન છે. બ્હેન હવે તારે જવું હોય તો જા, પણ લલિતને બોલાવવાને કોઈને મોકલ; મારે એનું કામ છે."

થોડી વારમાં લલિત હાજર થયો. કનકરાયે તેને પોતાની પાસે બેસાર્યો અને કહ્યું "પ્રિય લલિત, તું મને સહજ વ્હાલો લાગે છે તેનું કારણ મારાથી સમજાતું નથી; પણ કંઈ મારે અને તારે પૂર્વનો ઋણાનુબંધજ હોવો જોઈએ. મને સારી પેઠે માલમ છે કે મારી સુજ્ઞ પ્રિય પુત્રિની ચિત્તવૃત્તિ તારે વિષે ઠરી રહી છે તેમ તારૂં મન પણ લલનામાંજ લોભાઈ રહ્યું છે. બેશક તમારી વચ્ચેનો પ્રેમ અદ્યાપી સુધી ભાઈ બેન વચ્ચે હોઈ શકે એવો નિર્દોષ છે. તારા જેવો યોગ્ય વર હાલમાં આપણી જ્ઞાતમાં બીજો નથી. અને તારાં લગ્ન થાય એ વાતમાં મારી કમાલ ખુશી છે; પણ મને એક વાતનો સંદેહ રહે છે. તું ગરીબ છે એટલે મારૂં દિલ તને મારી એકની એક કન્યા આપતાં ચાલતું નથી." લલિતે કહ્યું "જો પૈસાને માટેજ તમે આંચકો ખાતા હો તો હું શેઠની પાસે મને મદદ કરવાનું માગી લઈશ. તેઓ મને ૫-૧૦ હજારની રકમ ખુશીની સાથે આપશે." એટલું કહી કનકરાયની સમ્મતિ લઈ તે શેઠની પાસે ગયો અને તેને પોતાની સઘળી હકીકત સંભળાવી. શેઠને લલિત ઉપર બહુ પ્યાર હતો તેથી તેણે એને ૧૦ હજારને બદલે ૨૦ હજાર રૂપીઆ આપવાનું તથા એનાં લલના વેરે લગ્ન થવામાં યોગ્ય સહાયતા કરવાનું કબુલ કીધું. વિમળશાનું બોલવું સાંભળીને લલિત તો સ્તબ્ધજ બની ગયો અને અંદેશામાં પડયો કે આ તે સત્યવાત હશે કે સ્વપ્નું! શું શેઠ મને પોતાના મુનીમની પુત્રિ પરણાવવાને રાજી છે? આનંદનો તથા આશ્ચર્યતાનો ઉભરો સમાઈ ગયા પછી એણે શેઠને ઘડી ઘડી પગે પડી પડીને કહ્યું કે "અન્નદાતાર, તમે જે સુખ આપ્યું છે તેમાં જો મને લલના જેવી સોબતી મળતી હોય તો હું બીજું શું સુખ ઇચ્છિ શકું તે મને સુઝતું નથી. હું લલનાને મારી જ્ઞાતિની સર્વોત્તમ કન્યા કરતાં પણ હજાર દરજ્જે સરસ ગણું છું;

તેની વિદ્યા, તેનું ડહાપણ તેનાં અંતઃકરણની નિર્મળતા એઓએ આપના રંક સેવક ઉપર એવીજ અસર કરી છે. તેણે પણ એવોજ નિશ્ચય કીધો છે કે લગ્ન કરવાં તો લલનાનીજ સાથે, નહિં તો સોભત વાંઢાને વાંઢા રહી કાઢવા." વિમળશાએ લલિતનું કહેવું સાંભળી તે સમયે તેને એટલોજ ઉત્તર દીધો કે "એ બાબત ઉપર હું કનકરાય સાથે વિચાર કરી તમને પાછળથી વધારે ખુલાસો આપીશ."

બીજે દિવસે વિમળશાએ પોતાના મુનીમ કનકરાયને એકાંત તેડી તેને તેની પુત્રિ લલિતવેરે પરણાવવાનું સમજાવ્યું. એણે કહ્યું કે "હું લલિતને ૨૦ હજાર રૂપીઆનો શિરપાવ કરીશ અને તમારે એકની એક પુત્રિ છે તેને તમારો સઘળો વારસો મળશેજ એટલે આગળ જતાં એને પૈસા તરફનું દુઃખ સહન કરવું નહિં પડે અને એ સ્ત્રી પુરૂષ આનંદમાં દીન નિર્ગમન કરશે, માટે મારી સ્નેહિની સલાહ માનીને તમે તમારી કન્યા લલિતવેરે પરણાવો અને એ શુભ કામમાં હું તમને તથા તેને બનતી મદદ આપીશ." શેઠનું બોલવું સાંભળી લઈ થોડીવાર સુધી વિચાર કરી કનકરાયે લલનાને લલિત વેરે પરણાવવાનું માન્ય કર્યું. પછી તેણે પોતાની પુત્રિને તથા શેઠે લલિતને એ હકીકતની સત્વર જાણ કરી અને તેમને અત્યંત હર્ષ પમાડ્યો.

આ પ્રસંગે લલિતને પોતાનાં માતપિતા સાંભરી આવ્યાં અને તે રડી પડ્યો; "આજે મને આવી સ્થિતિમાં જોઈ તેઓ કેટલો આનંદ પામત! સગામાં અને વડીલમાં એક કાકા હતા તે પણ ગુજરી ગયા!" તેણે નિશ્વાસ મુકી આંખ લુછી નાંખી, વળી કહ્યું કે "અરે! ઇશ્વરેચ્છા બળવાન છે! પણ અહો! આ આનંદનો લ્હાવો લેવાને મારી તરફનું કોઇજ નહિં! ગુરૂ તો સન્યાસિ છે; કાશિવિશ્વેશ્વરનો પૂજારી એટલે દૂર દેશથી ભાગ્યે આવે—પણ હું મારા મિત્ર રામરાયને તથા લક્ષ્મણરાયને જુનાગઢ પત્ર લખું; તેઓ આવશે." એમ કહી તેણે તેમના ઉપર પત્ર લખ્યા.

કનકરાય પોતાના શેઠની ભવ્ય હવેલીમાંજ રહેતો હતો એટલે

તેમાં લગનની સામગ્રિની ધામધુમ થઈ રહી હતી; કેટલાક ગુમાસ્તા, કડિયા, સુથાર, ચિતારા વિગેરે કારીગરોને કામ બતાવી રહ્યા હતા; કેટલાક દાણા ખરીદ કરી આણી 'દાળની ગુણ ક્યાં નંખાવવીછે, ચોખા શેમાં ભરાવવા છે, ઘઉં ક્યાં નંખાવવા છે'; એવી એવી બુમ પાડી રહ્યા હતા; એક વિશ્વાસુ તથા ઠરેલ ગુમાસ્તો સોનીના માથા ઉપર રહી દર દાગીના દુરસ્ત કરાવતો હતો; એક બાજુએ ઝવેરીઓ હીરા મોતિ આદિના જડાવ દાગીના સાફ કરવા મંડી પડ્યા હતા; બીજી બાજુએ પટવા ગાંઠણનું કામ કરી રહ્યા હતા. વળી શેઠ કે જેની પોતાના મુનીમ ઉપર અત્યંત કૃપા હતી તે એ-ની પ્રતિષ્ટા વધારવાને મહારાજાધિરાજ સિદ્ધરાજની પધરામણી કરવાના હતા તેમ નગરના શ્રીમંત અને પ્રખ્યાત ગૃહસ્થોને આમં-ત્રણ દેવાના હતા, તેથી હવેલીની સામાં ચોગાન હતું ત્યાં એક મ્હોટો મંડપ બંધાઇ રહ્યો હતો અને તે કીનખાબની ઝૂલ, ગલી-ચા, કારચોબી ભરતના તકીયા, ચિનાઈ બિલોરનાં હાંડી ઝુંમર, એ વિગેરેથી શણગારવામાં આવતો હતો. મંડપને મોખરે ટકોરખાનું બંધાતું હતું. એ રીતે હવેલીમાં બધાં ઠેર ઠેર ઉદ્યમમાં વળગી પ-ડ્યાં હતાં.

લગનનો સમારમ્ભ તૈયાર થયા પછી શુભ મૂહુર્ત જોવડાવી કનકરાયે પોતાની પુત્રિ લલના લલિતવેરે પરણાવી. પાણી ગ્રહણને શુભ દિવસે તેણે મોટો વરઘોડો કાઢ્યો હતો. પછી તેણે બ્રાહ્મણોને પુષ્કળ દક્ષણા આપી; પોતાની ન્યાતિને ભારે લ્હાણાં તથા મોટા વરા કરીને સંતોષી; સગાં વ્હાલાંને આઘેનાં કે પાસેનાં સગપણ પ્રમાણે રીત કરીને સંતોષ્યાં; લલિતના મિત્ર રામરાય તથા લક્ષ્મ-ણરાયની પણ સારી આસના વાસના કીધી; અને આખાં નગરમાં કનકરાયની વાહ વાહ થઇ રહી.

જ્યારે ભારે દબદબાની સાથે સિદ્ધરાજ જયસિંહની પધરામ-ણી કરવામાં આવી અને વર વહુ આવીને એમને પગે પડ્યાં ત્યારે રાજાજીએ તેમને આશીશ દીધી અને તેમના કંઠમાં મુલ્યવાન મુક્તમાલાઓ પહેરાવી.

હવે રામરાય તથા લક્ષ્મણરાય લલિતની રજા માગવા ગયા. એ વેળા એણે તેમને પાટણમાંજ રહેવાનું કહ્યું. પણ તેમણે એનું કહેવું ન સ્વિકાર્યું ત્યારે એ તેમને શેઠ પાસે લઈ ગયો અને તેમના તરફથી એવી તો સરસ ભલામણ કરી કે વિમળશાએ તેમને જુનાગઢમાં જે નોકરી હતી તેથી વધારે સારી પાટણનાં દરબારમાં જગા અપાવી. તેમણે જુનાગઢથી પોતાનાં બૈરાં છોકરાં બોલાવ્યાં. તે આવ્યાં એટલે શેઠને કહીને લલિતે તેમને હવેલીમાં વિશાળ અને સુંદર ઓરડા ઉઘડાવી આપ્યા.

લગ્ન થયા પછી વર્ષેક દિવસમાં કનકરાયનો મંદવાડ વધી પડ્યો અને તેણે દેહ છોડી. પોતાની સઘળી સ્થાવરજંગમ મીલકતનાં માલિક એ પોતાની પુત્રિ લલનાને અને પોતાના જમાઈ લલિતને બનાવી ગયો હતો: એ શિવાય તેણે ધર્માદા કામમાં ખરચ કરવા સારૂ ભારે રકમ નિરાળી મુકી હતી. એ વાતને એકાદ વર્ષ વિત્યું નહિં હોય એટલામાં વિમળશા મરણ પામ્યો અને તેને કંઈ સંતતિ ન હતી અને લલિત ઉપર અત્યંત પ્યાર હતો તેથી તેણે પોતાની સઘળી મીલકતનો વારસ લલિતને કીધો.

લલિતને તથા લલનાને કનકરાયનાં તથા વિમળશાનાં મરણથી ભારે ઉદાસિ થઈ. પણ તેઓ વૃદ્ધ હતા એટલે એ ઉદાસિ ઝાઝીવાર પ્હોંચ્યાં કીધી નહિં; તેમ રામરાય અને લક્ષ્મણરાયની ગમતથી તેમને આનંદ થતો હતો અને તેઓ પોતાના દિવસ સુખમાં કાઢતાં હતાં.

એકવાર લલિત તથા રામરાય ફરવા નિકળ્યા હતા તે સમયે તેમની વચ્ચે સ્ત્રી સંબંધી ભાષણ ચાલ્યું:—

લલિતે કહ્યું જે "અબળા જાતિમાં મરદના જેટલું દુઃખ સહન કરવાની શક્તિ નથી."

રામરાયે ઉત્તર દીધો કે "ભાઈ, એ વાતમાં તમારો અનુભવ પાકો નથી માટે તમે એમ કહોછો. કેટલીએક સ્ત્રી દૈવના અસહ્ય માર ઘણીજ ધૈર્યતાથી સહન કરેછે. જે આપત્તિમાં પુરૂષના આંઝા ગગડી જાયછે તેમાં સ્ત્રી ઘણીજ ઊંચા પ્રકારની હિમ્મત બતાવે છે. પણ એટલું ખરૂં કે સદ્‌ગુણિ સ્ત્રી હોય તેનાથીજ એમ બની શકે છે."

લલિત૦—"તમે ક્હોછો તે મને તો ખરૂં લાગતું નથી; કેમકે કોઈ નાજુક અને નરમ અબળા કે જે ચઢતીના સમયમાં કેવળ આધીન અને નિર્બળ જણાયછે અને જરા પણ દુઃખ સહન કરી શકતી નથી તે પડતીના અવસરમાં પોતાના પતિને દિલાસો દે તથા દુર્દૈવના કોપના સપાટામાં દ્રઢતા રાખે એ વિસ્મય જેવું થાય. તો પણ તમારૂં કેહેવું ખરૂં ઠરે તો એના જેવું અસરકારક બીજું કંઈ-જ નથી."

રામરાય૦—"ઈશ્વરે એમજ નિર્માણ કીધું છે કે, જેમ ઘણા કાળ સુધી આંબાનાં વૃક્ષને વીંટળાએલી અને તેના આધાર વડે સપલ્લવ થયેલી સુંદર વેલી, જ્યારે તે વૃક્ષ વિજળી પડવાથી દગ્ધ થઈ જાયછે ત્યારે પણ, પોતાના પ્રેમ યુક્ત આમળાઓ વડે તેને વળગી રેહેછે તેમ, સદ્ગુણિ સ્ત્રી કે જે પોતાના પતિને સુખના અવસરમાં આધીન રહી તેને સુખકર અને ભૂષણરૂપ થાય છે તે જ્યારે એના ઉપર અકસ્માત આપત્તિ આવી પડે છે ત્યારે એને આધાર તથા દિલાસો આપે છે પણ ઉચ્ચાટ દાખવીને એનાં અને પોતાનાં દુઃખમાં વધારો કરતી નથી."

લલિત૦—"મારી પણ એવી શુભેચ્છા છે કે તમે તમારી સદ્ગુણિ સ્ત્રીનું સુખ પૂર્ણ રીતે અનુભવો; કેમ જે આ સંસારમાં સુખનું મોટામાં મોટું સાધન એજ છે; જ્યારે આપણે ચઢતીમાં હોઈએ છઈએ ત્યારે સદ્ગુણિ સ્ત્રી આપણા આનંદમાં વધારો કરે છે અને એથી ઉલટી અવસ્થામાં હોઇએછઇએ ત્યારે આપણને યોગ્ય દિલાસો આપી આપણાં દુઃખમાં ઘટારો કરે છે."

રામરાય.—"હવે તે તમે ઠેકાણે આવ્યા; એમજ છે. મેં એવા ઘણા દાખલા જોયા છે અને જોઉંછું કે વાંઢા માણસ કરતાં પરણેલા માણસ દુર્દશામાંથી વહેલા ઊગરે આવેછે. તેનું કારણ એ કે જે નિરાધાર અને પ્રેમાળ પ્રાણિ પોતાનાં સૂખને અર્થે તેઓને આધીન હોયછે તેને અવશ્યની વસ્તુઓ પૂરી પાડવાને તેઓ ઉદ્યોગ કરવામાં પ્રવૃત્ત થાયછે; તેમનો દુઃખિ આત્મા તેનાં વ્હાલને લીધે દુઃખમાંથી મુક્ત થાય છે અને દિલાસો પ્રાપ્ત કરેછે; અને

જો કે ઘરની બહાર તેમનું માન પડતી સ્થિતિને લીધે ક્ષિણ થાય છે તોપણ ઘરમાં તો પ્રેમરૂપી નાના સરખા પ્રદેશના પોતે રાજા છે એવી તેમની ખાત્રી હોવાથી તેમના ઊંચા વિચાર સજીવન રહેછે. પણ કુંવારા માણસ પોતાની જાત વિષે બેદરકારી અને કાયર થઈ જાયછે અને જેમ કોઈ અવાવરૂં ઘર ધીમે ધીમે નાશ પામેછે તેમ તેઓનું અંતઃકરણ દિનપર દિન સંકોચ પામી ક્ષિણ થતું જાયછે." એ રીતે વાત કરતા કરતા તેઓ પોતાની હવેલી આગળ આવી પહોંચ્યા અને પોત પોતાના ઓરડામાં ગયા.

સર્વ શક્તિમાન ઇશ્વર કે જે ત્રણાંનો મેરૂ અને મેરૂનુ તૃણું કરી નાંખેછે તેણે ઉપલું સંભાષણ થયાંને થોડો વખત વિત્યા પછી લલિત-લલનાનો પ્રેમ કસી જોવા તેઓને ભારે આપત્તિમાં નાંખ્યાં.

લલના વિમળશા નગરશેઠના મુનીમ કનકરાયની પુત્રિ હતી અને તે પોતાના પિતાનાં મરણને લીધે તેની સઘળી સ્થાવર જંગમ માલમીલકતની વારસ થઈ હતી. મ્હોટા પ્રતિષ્ઠિત શ્રીમંતની પુત્રિ અને પાસે પૈસા પણ પુષ્કળ એટલે ગર્ભ શ્રીમંત હોવાને લીધે તે જન્મથીજ રયાશતમાં ઉછરી હતી અને હાલ પણ તેના પતિ ધનવાન લલિતનો તેના ઉપર ગૂઢ પ્રેમ હતો તેથી એ તેને ઘણાં લાડ લડાવતો હતો.

તેઓનો સ્વભાવ જુદા જુદા પ્રકારનો હતો તેથીજ તેમનો પ્રેમ સલૂણો-એક રસ-થયો હતો; લલિત કલ્પનાની લેહેરમાં લ્હેરિયાં લેનારો અને જરા ગંભીર હતો; લલના કોડીલી અને ઉમંગિ હતી. જ્યારે સુંદર લલના સુંદર વસ્ત્રાભૂષણ સજી વધારે સુંદર થતી ત્યારે લલિત તેને કેવા ગુપ્ત આનંદથી જોઈ રહેતો! તેમજ પોતાની સુંદરતાથી પ્રેમાળ લલિતને લોભાતો જોઈ લલના પણ કેવો સંતોષ પામતી! ખરેખર પોતાનાં મનનાં માન્યાંને પરણેલું અને સુખની સંપૂર્ણ આશાથી ઉમંગમાં આવેલું આનંદિ જોડું આજ હતું.

એમ છતાં, વિમળશાનાં મરણ પછી પાંચ ૭ વર્ષ અમન ચ્હેનમાં ગાળ્યા બાદ લલિતે ભારે વ્યાપાર ડહોળ્યો. તેણે પોતાના ફરતા ૭ સાત બતેલા એકઠા કરી તેમાં માલ ભરી તે જાવા તરફ મોક-

હ્યા. એ વાતને એ ત્રણ વર્ષ થઈ ગયાં તથાપિ એ વહાણની ખબર કે તેમનો પત્તો, તેમનું નામ કે તેમની નિશાની, એમાંથી કંઈ મળ્યું નહિં. તેણે વહાણના ટંડેલને ઘણા ઘણા પત્ર લખ્યા પણ તેને તેમના ઉત્તર મળ્યા નહિં. લલિત મહા ચિંતામાં પેઠો. આખરે મરતાં બચેલા એક ખલાસીનો પત્ર તેને મળ્યો પણ તેથી તેની ચિંતા દૂર થવાને બદલે તેમાં ઘણો ઉમેરો થયો. એ પત્ર ઉપરથી લલિતને તરતજ માલમ પડ્યું કે તેનાં ભવ્ય વહાણ કે જે ઉછરંગિ ઉદધિનાં જુસ્સાદાર મોજાં ઊપર, જેમ પર્વતની બાજુએ મોજીલાં ઘેટાં હલકે પગે કુદેછે તેમ, અથાગ અંધકાર અને વાવંટોળની અંદર દબદબા ભરેલી રીતે રમી રહેતાં હતાં, તેમના ઉપર ભારે તવાઈ આવી પડી હતી. તેઓ તુફાનના જોસ્સાથી ખરાબા ઉપર ચઢી ગયાં હતાં અને તેની સાથે અથડાયાથી તેમનાં પાટીયે પાટીયાં જુદાં પડી ગયાં હતાં; તેમના કુવા ચક્રુડિ ખાઈ એક આચકાની સાથેજ હેઠે પડ્યાં હતા. એ રીતે, જે વહાણ થોડા સમય પહેલાં તેજાનાના ટાપુ, મલબારે કીનારાનાં બંદર, કચ્છભુજ અને ચીન, એ સાથે ભારે વ્યાપાર ચલાવી રહ્યાં હતાં તે ભાગી, તૂટી, ફનાગુકામ થઈ ગયાં હતાં. તેમના ગગનમાં ઝુકી રહેતા સ્હડ ફડફડાટ કરતા ચીંથરાંની પેઠે દૂર ઉડી ગયા હતા; તેમનાં લોલક કે જે સુંદર ચાંદરણાંમાં હ્હેકાં લઈ રહેતાં તે હજારો વામ પાણીમાં ઊંડાં જતાં રહ્યાં હતાં; અને તેમના સુશોભિત પડખાં કે જેના રંગ ઇંદ્ર ધનુષની માફક ઝળકતા હતા અને જેના પ્રકાશનો પાણીની અંદર સેરડો પડી રહેતો હતો તે પોતાનાજ જેવા પ્રકાશિત રંગમાં આરામ લેવા પરવાળાનાં ખડકમાં બેસી ગયાં હતાં; સંક્ષેપમાં પ્રભાતની સાથે રગઝગ કરતાં સ્વપ્નની પેઠે તે વહાણ, તેમાં ભરેલા માલ અને તેમાં કામ કરતા નાવિક એઓ સહિત, સમુદ્રને તળીએ જઇને બેઠાં. આ અણધારી આપત્તિથી લલિતને વ્યાપારમાં ઘણોજ તોટો આવ્યો અને તેની પાસે કંઇજ રહ્યું નહિં. થોડા સમય સુધી તો તેણે પોતાની ઊચી સ્થિતિ તથા તે નિભાવી રાખવાની રીત ભાત ચલાવ્યાં કીધી; પણ વસુ વિનાના પશુ સમાન

પુરૂષનું કેટલા કાળ સુધી નિભે? બીજી સઘળી મીલકત વેંચી સા-ટાંને તેણે પોતાનું દેવું તો પતાવી દીધું હતું પણ હવે આંધી ખરચ ને લીધે હવેલી વેચવાની જરૂર પડે એવો સમય આવી પ્હોંચ્યો; કહેવત છે કે "ખાતાં ખાતાં સમુદ્ર પણ ખુટે."—આવક તો નાસરી ભારની મળે નહિં અને જાવક તો તેટલીને તેટલીજ રહી એટલે લલિતથી નિભાઈ શકાયું નહિં અને તે ગભરાટમાં પડ્યો. આ દુર્દૈવની વાત તેણે પોતાની સ્ત્રીને કહી ન હતી તેમ બીજો કોઈ કહે નહિં એ બાબે સખત બંદોબસ્ત કીધો હતો. દેવું વાળવા તથા ઘરનો ભારે ખરચ ચલાવવા બાગ બગીચાના અને બીજી ઇમારતોના તેણે બ્હારો બ્હારથીજ ખુડદા કર્યા હતા પણ ઘરની અંદરનાં ઘરેણાં વેચવાની તેની હિમ્મત ચાલી નહિં. એ વિચારજ એને કમ્પાયમાન કરી નાંખે એવો હતો; અરે! જેને દુઃખનો વાયરો પણ કદી વાયલો નહિં એવી પોતાની વલ્લભા આગળ તેનાં ઘરેણાં વેચવાં છે એવા અક્ષરજ એનાથી કેમ કહડાય! એ ગભરાટમાં તે પોતાની સ્ત્રી આગળ જુઠી ખુશીમાં હસતે મ્હોએ રહેતો હતો, તમાચો મારી ગાલ લાલ રાખતો હતો. પણ ચતુર લલનાને એવા ચેરડા પ્હોંચી ગયા કે કંઇ ભારે ઉદાસી લલિતનું કાળજ કોરેછે. એને અસલના જેવા નિર્મળા આનંદમાં નિહાળવાને તેણે ઘણાં ઘણાં પ્રયત્ન કરવા માંડ્યાં પણ એથી તો એને સુખ થવાને બદલે એના હૃદયમાં શોક રૂપી શર વધારે ઊંડું ભોંકાય છે એમ તેને માલમ પડ્યું. એને તે સમયે એવો વિચાર આવતો કે પોતાની પ્રિય પત્નિને આ આપત્તિ વિષે મોડું વહેલું પણ કહ્યા વિના ચાલવાનું નથી, અને તેમ થતાંજ એના પ્રફુલ્લિત કપોલ કરમાઇ જશે, એનો મધુર કંઠ બગડી જશે, એનાં પ્રકાશિત નેત્ર શોકથી ઝાંખાં થઈ જશે, અને એનું સુખી તથા કોમળ હૃદય મારી પેઠે આ સંસારની ચિં-તામાં દબાઈ જશે.

આવા ગભરાટમાં જ્યારે એને કંઈજ રસ્તો સુઝયો નહિં ત્યારે એણે એ બાબતમાં પોતાના મિત્ર રામરાયની સલાહ લીધી.રામરાયે એને પુછ્યું કે "આ બધી વાત તમે લલના ભાભીને કહી છે કે નહિ?"

એ સવાલ સાંભળતાંજ લલિત એકદમ રડી પડ્યો અને બો-લ્યો કે "ભાઈ, જો તમને પરમેશ્વર પ્રિત્યર્થે મારી જરા પણ દયા આવતી હોય તો મારા આગળ મારી સ્ત્રીનું નામ લેશો નહીં; એને દુઃખમાં નાંખ્યાનો વિચાર આવે છે કે હું બ્હાવરો બની જાઉં છઉં."

રામરાય૦—"અને તમારી સ્ત્રીનું નામ તમારા આગળ શા માટે લેવું નહીં! તેને એ વાતની મોડી વ્હેલી તો ખબર પડવાની-જ; એ તમે એનાથી ગુપ્ત ક્યાં સુધી રાખી શકવાના હતા? તમે જાતે કહો તેનાં કરતાં કોઇ બીજી રીતે એને ખબર પડશે તો તેથી એને વધારે દુઃખ થશે; કેમકે જેના ઉપર આપણી ચાહેનાત હોય છે તેનાં મુખમાંથી નીકળતા શબ્દ ઘણા માઠા સમાચાર પણ સહન કરાવી શકે છે. બીજું એ કે એ વાત એનાથી ગુપ્ત રાખી આવે વખતે જોઈતા દિલાસાનું સુખ પણ તમે તમારે હાથેજ વેગળું કરી દીધું છે."

લલીત૦—"અરે, પણ મારા પ્રિય રામરાય! મારાથી એને એમ કેમ કહેવાય કે એના પૂજ્ય પિતાની સઘળી દોલત પાયમાલ કરી નાંખી હું છેક ભીખારી જેવો થઈ ગયો છું? કે હવે એણે સ્વપ્નમાં પણ સુખની આશા રાખવી નહીં અને દરિદ્રતા તથા તેથી નિપજતું દુઃખ એમાં રિબાવ્યું! અરે તે આ આપત્તિ કેમ વેઠી શકશે! તે જન્મથીજ સુખમાં ઉછરી છે; અને જેની હજુરમાં ઉફ કહેતાં ને વાર પાંચ દસ ચાકર નફ્ફર આવીને ખડા થતા તે જતન વિના કેમ રહી શકશે? હું તો કહું છું કે એનું હૈયુ નિઃશંક કોરાઈ જશે."

રામરાયે જોયું કે તેની ઉદાસીનો જુસ્સો બહુ જાલમ છે અને તેથી એણે તેને બોલવા દીધો; કેમકે મનનું દુઃખ કહી દીધાથી હૈયું હલકું પડે છે. જ્યારે તેની ઉદાસીનો ઉભરો નરમ પડ્યો ત્યારે એણે ફરીને વાત છેડી અને તેને સઘળી હકીકત લલનાને કહી દેવાનું નોકી નોકીને કહ્યું. એમ પોતે જરૂર કરશે એવો ભાવાર્થ બતાવતો હોય એ પ્રમાણે લલિતે શોક કારક રીતે પોતાનું ડોકું ધુણાવ્યું.

તે ઉપરથી રામરાય બોલ્યો કે "તમે એનાથી છાન ચોરી ક્યાં સુધી રાખ્યાં કરશો! એણે એ વાત જાણવી એ અવશ્યનું છે, કેમકે

તમારી સ્થિતિમાં હાલ જે ફેરફાર કરવા ઘટારતના હોય તે તમે તેથી કરી શકો. પહેલતો તમારે તમારી રહેવાની રીતભાત બદલવી જોઇએ. મને ખાત્રિ છે કે બ્હારના ઠાઠ માઠમાં સુખ રહ્યું છે એમ તમે માનતા નહીંજ હો; વળી આ નગરમાં હજી એવા લોક છે ખરા કે જે તમને ઓછા દબદબામાં રહેલા જાણીને તમારે વિષે હલકો વિચાર નહીં લાવે; અને હું એમ પણ ખાત્રીથી કહુંછું કે જ્યાં સુધી તમારો લલનાભાભી સાથે સબંધ છે ત્યાં સુધી સાચું સુખ ભોગવવાને માટે તમારે હવેલી, વાડી. વજીફા, વિગેરેની કાંઇ જરૂર નથી."

લલીત૦—"તમે કહોછો તે ખરૂં છે; એ સાથે હોય તો મને ઝુપડામાં રહેવું પણ અળખામણું લાગે નહિં! અરે, દરિદ્રતાના ભૂંડામાં ભૂંડી દશા પણ મારાં ગાત્ર ગગળાવી શકે નહીં."

રામરાય૦—"પ્રિય લલિત, આટલું મારૂં કહેવું ખરૂં માનજો કે તે પણ તમારી જોડે એવીજ રીતે રહી શકે. પ્રત્યેક સદગુણિ સ્ત્રીનાં હૃદયમાં ઇશ્વરિ અગ્નિની એક ચિનગારી રહેછે કે જે સુખનાં સુંદર પ્રકાશિત પ્રભાતમાં કજલાઈ ગયા જેવી જણાય છે પણ દુઃખના અંધકારમાં પ્રગટ થાય છે, પ્રકાશેછે અને ઝળાં ઝળાં થઈ રહેછે. આ દુનિયામાં એવી સ્ત્રી પ્રાપ્ત થવી એ ઘણું દુર્લભ છે. તે દેવાંગના જેવી નિવડેછે. જ્યાં સુધી તેનો પતિ તેની સાથે આ સંસારના ત્રિવિધિ તાપનો અનુભવ લેતો નથી ત્યાં સુધી એ તેની ખરી ખુબી જાણી શકતો નથી."

રામરાયનાં ભાષણની છટામાં અને તેની બોલવાની લઢણમાં કંઈ એવું રહ્યું હતું કે તેથી લલિતનાં મન ઉપર લાગલીજ અસર થઇ અને પોતાની પ્રિયા આગળ પોતાનાં મનની વાત કહી દેવાનો, પોતાની ઉદાસીનો ઉભરો કાઢી નાંખવાનો તેણે ઠરાવ કીધો અને તેમ કર્યું. બીજે દીવસે જ્યારે બન્ને મિત્ર મળ્યા ત્યારે રામરાયે લલિતને પછયું "કેમ ભાઈ, લલના ભાભીએ તમારૂં કહેવું કેવી રીતે સહન કર્યું?"

લલીત૦—"એક દેવાંગનાની પેઠે; એમ કરવાથી જાણે એનું

હૈયું હલકું પડી ગયું હોય એવું માલમ પડયું. એ બોલી કે "અહો! તમારી ઉદાસિનું તથા તમારાં અસુખનું કારણ એજ કે કંઈ બીજું?" પણ આખરે તે બિચારી રાંક અબળાજ છે કેની? હમારી સ્થિતિમાં જે મોઠો ફેરફાર થવાનો છે તેમાં તેનાથી રહેવાવાનું નથી કેમકે તેને દરિદ્રતાનું માત્ર કલ્પિત ભાન છે. હવડાં તો એને કશી વાતની અવઘડ કે ખામી લાગતી નથી પણ જ્યારે એને દરિદ્રતાનો પ્રત્યક્ષ અનુભવ થશે ત્યારે તે એનાથી સહન થઈશકવાનો નથી."

રામરાય૦—"વારૂ, હવે જ્યારે તમે તમારી ખરી સ્થિતિ લલના ભાભીને કહી દેવાનું મુશ્કેલ કામ કર્યું છે ત્યારે એ વાતથી બીજા લોક પણ જેમ જલદીથી જાણીતા થાય તેમ વધારે સારૂં. અલબત્ત, એકદમ તમારી ગરીબી માલમ પડશે તે તમને જરા ખરાબ તો લાગશે પણ એ એકજવારનું દુઃખ તરત ફીટી જશે: નહિં તો ઓ કોઈ મારી ખરેખરી ગરીબ સ્થિતિ જાણી જશે એવી ધાસ્તિમાં તમારે નિરંતર રહેવું પડશે. કંગાલિયતમાં આવી પડેલા માણસને ઢોંગ, અભિમાન યુક્ત મન અને ખાલી થેલી એ જેટલો સંતાપ કરેછે તેટલો સંતાપ દરિદ્રતા કરતી નથી. માટે તમે હિમ્મત રાખી તમારી ગરીબાઇની હાલત જણાવી દો કે દરિદ્રતાનો તિક્ષણ દંશ નિર્વિષ થઈ જાય." લલિતનાં મનમાં પણ એમ કરવાનો વિચાર હતો કેમકે એને જુઠો ગર્વ ન હતો; અને લલના પણ પોતાની પલટાયલી સ્થિતિને અનુસરીને ચાલવાને તત્પર હતી. થોડા દિવસમાં તેણે પોતાની હવેલી વેંચી નાંખી અને પાટણથી બે ત્રણ ગાઉ છેટેનાં ગામડાંમાં એક સારું, નાનું, સ્વચ્છ ઘર લીધું. નવાં ઘરને માટે ઝાઝી વસ્તુની જરૂર નજાણી તેણે નિત્યના ખપની ચીજ, પોતાની સ્ત્રીની સતાર તથા તેનાં થોડાંએક આભૂષણ એ એક કોરે રાખી હવેલીમાંનો સઘળો કીંમતિ અને એશઆરામનો અસબાબ વેંચી નાંખ્યો. તેણે બાકીનું પા ભાગનું રહેલું દેવું વાળી દીધું તથા એક ગુમાસ્તો અને એક ચાકર એ શિવાય સહુ માણસને તેમનો પગાર ચુકવી દઈ રજા આપી; લલનાને ભાડાંની ગાડીમાં બેસાડી નવે ઘેર મોકલી દીધી અને પાછળથી ગુમાસ્તા તથા ચાકર સાથે

સામન સરંજામ મોકલાવી દીધો. બધું કામકાજ આટોપી લલિત પોતાના મિત્ર રામરાય તથા લક્ષ્મણરાયની રજા લઈ સાંજ પહોરનો નવે ઘેર જવાને નીકળ્યો. સાંજનો સમય હતો એટલે રામરાય પણ એની સાથે હવા લેવાને તૈયાર થયો. આખો દિવસ સામન સરંજામ વિગેરેની અફાળઝીક કરી કરીને લલિત કેવળ કંટાળી ગયો હતો તેથી તે શોકકારક વિચારમાં પડી જઈ "અરે પ્રિયા!" એમ બોલી ગયો. રામરાયે તેને પુછ્યું કે "વળી પ્રિયાનું શું છે ? તેને કંઈ થયું તો નથી ?" લલિત અધીરતાથી બોલ્યો કે "આવી કંગાળ દશામાં આવી પડવું-એક ઝુંપડાં જેવાં ઘરમાં આંજરે પડી રહેવું—અને ઘરનું કેટલુંએક કામકાજ જાતે કરવું, એ શું તેને કંઈ થવા જેવું નથી!!"

રામરાય૦—"ત્યારે તમારી સ્થિતિ બદલાઈ તેથી શું તેને ઉદ્વેગ થાય છે ?"

લલિત૦—"અરે, ઉદ્વેગ કેવો!—તેતો કેવળ મધુર સ્વભાવની અને હસમુખી છે. અરે, મેં એને પહેલાં એવી આનંદની વૃત્તિમાં કોઈવાર જોઈ ન હતી; તે ઘણીજ પ્રેમાળ, આનંદકારક અને સુખ દાયક થઈ પડી છે."

રામરાય૦—"કેવી સ્તુતિપાત્ર સ્ત્રી! પ્રિય લલિત, શું તમે કંગાલ હો એમ માનોછો ? તમે આટલા ધનાઢ્ય કોઈવાર હતાજ નહીં. તમારી સ્ત્રીના સુગુણ એજ અનરગળ ધનના કોષ છે એની તમને ખબરેજ ન હતી."

એ રીતે વાત કરતા કરતા તેઓ બીજે રસ્તે ફંટાયા. એ રસ્તો ઘણોજ સુંદર હતો કેમકે તેની બે બાજુએ સુશોભિત વૃક્ષ ઝુકી રહ્યાં હતાં. થોડીવારમાં લલીતનું નવું ઘર જણાવવા માંડ્યું. તેનાં છાપરાં ઉપર વેલાઓ તોરણની પેઠે ઝુલી રહ્યા હતા. ઘરની આસપાસ ન્હાનો સરખો વંડો હતો તેમાં વચમાં વચમાં પુષ્પરોપા ઉગી નીકળ્યા હતા. સારાંશ એટલોજ કે એ સફાઇદાર ઘર ઘણોજ સુંદર દેખાવ દેતું હતું. લલિતે તો ધાર્યું કે નવું ઘર માંડવાનું કામ માથે પડવાથી લલના

અમિત થઈ શોકાતુર બેઠી હશે; પણ ઘરની નજીક આવતાં તીક્ષણ સુરે ગાતી લલનાનો મધુર સ્વર તેમને કાને પડ્યો. તેમને ઘરમાં આવતા જોઈ લલનાએ ઉઠી પાણી તથા પાનસોપારી આણ્યાં. આ વેળા તે ઘણીજ સુંદર દીસતી હતી. તેણે સાદાં વસ્ત્ર પહેર્યાં હતાં અને પોતાના અંબોડામાં પુષ્પ ગુંથ્યાં હતાં, તેથી તેનું સદ્ગુણ-દર્શક મુખાર્વિંદ ખીલી રહ્યું હતું. થોડીવાર પછી લલનાએ રસોઈ કરી અને તેમણે સહુએ વાળુ કીધું. પછી વાતચિત કરી નવેક વાગવાનો સમય થયો એટલે રામરાય તેમની રજા લઈ પોતાને ઘેર ગયો.

આવી સ્થિતિમાં રહી, રહ્યાસહ્યા પૈસા વડે લલિતે પાછો ધીરે ધીરે વ્યાપાર ચલાવવા માંડ્યો અને તેમાં પુષ્કળ નફો મળવાથી થોડાં એક વર્ષમાં તે ઈશ્વર કૃપાથી પાછો પોતાની અસલી સ્થિતિમાં આવ્યો. એ અરસામાં તેને એક સુંદર અને વિચિક્ષણ પુત્રનો લાભ પણ થયો.

એ રીતે સદ્ગુણને માર્ગે સંચરનારૂં એ ન્હાનું કુટુંબ સુખિ થયું.



# જાહેરખબર.



આ ચોપડી રોકડી કીમતે નીચે લખેલ ઠેકાણેથી મળશે પર-દેશવાળાને ટપાલખરચ ૦—૧—૬ જાદે પડશે.

અમદાવાદ.—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં.

મામાની હવેલીમાં.

રા. ધનવંતરાય મણીરાય દુરકાળ, રાયપુર.

રા. જીવણલાલ અમૃતલાલ. „

વડોદરા—રા. મોહનલાલ ભગવાનદાસ. ચીફ ઇનજીનીયરની ઓફીસમાં.

નડીયાદ—રા. શંકરલાલ કેશવલાલ, નીરખીપોળ.

સુરત—રા. કીકાભાઈ પ્રભુદાસ. ગુજરાત મીત્રઓફીસ.

રાજકોટ—વિજ્ઞાન વિલાસની ઓફીસમાં.

વીગેરે બીજે સ્થળે તપાસ કરવાથી રોકડી કીમતે બુકસેલરોને ત્યાંથી મળશે.